શ્રી આત્માનંદ પ્રકાશના ગ્રાહકોને ૩૧-૩૨મા વર્ષની ભેટ.

# જૈન ધર્મ.

યાને

જીવનના મહાન્ પ્રશ્નોનું જૈનદર્શનથી સમાધાન

( વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની દષ્ટિએ )

( ઇંગ્રેજી ગ્રંથનું ભાષાંતર )



મૂળ લેખક—હરબર્ટ વોરન



પ્રસિદ્ધ કર્તા—

શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર

વીર સંવત ૨૪૬૦   આત્મ સંવત્ ૩૮   વિક્રમ સંવત્ ૧૯૯૦



કિંમત રૂા. ૧-૦-૦ ( પોસ્ટેજ જુદું )

શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા નંબર ૬૫

પરમ પ્રભાવક અનેક જૈન ગ્રંથોના નિર્માતા



આચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી
(આત્મારામજી) મહારાજ

આનંદ પ્રી પ્રેસ—ભાવનગર

કેટલો મહત્ત્વનો છે તે આ ગ્રંથના વાચનથીજ જાણી શકાય તેવું છે હર્બર્ટ વોરન સદ્ગત બંધુશ્રી વીરચંદ રાઘવજી કે જેઓ સને ૧૮૯૨ માં ચીકાગો (અમેરિકા) સર્વધર્મ પરિષદમા જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે આમંત્રણથી ગયા હતા અને જેઓ જૈન ધર્મના ખરેખરા અભ્યાસી હતા, તેમનો મી વૉરનને પરિચય ત્યાં થતા, તેમના પાસેથી જૈન ધર્મનું પદ્ધતસર જ્ઞાન મેળવવા તેમણે પ્રયત્ન કર્યો. (મી હર્બર્ટ વૉરનના કહેવા પ્રમાણે મી વૉરન તેમના શિષ્ય હતા ) મી હર્બર્ટ વોરન પ્રોફેસર **હરમન જેકોબી**ના પણ ખાસ પરિચિત હતા, તે સિવાય તેઓ અત્રેના જે જે વિદ્વાન જૈન બધુઓના પરિચયમા આવ્યા એ વગેરે હકીકત જાણવા યોગ્ય છે, જે મી વૉરનના પરિચયવાળા પ્રકરણમાં આપી છે મી હર્બર્ટ વોરન એકલા જૈન ધર્મના અભ્યાસી હતા તેમ નહિ, પરતુ તેઓએ શ્રાવકના વ્રતો અંગીકાર કર્યા છે, વળી તે ઉપરાત તેમના હાલના આચારવિચાર વગેરે કેવા છે તેનો ટૂંક પરિચય પણ તે પ્રકરણમાં આપવામા આવેલ છે બીજા પાશ્ચિમાત્ય વિદ્વાનો જ્યારે જૈન ધર્મના માત્ર અભ્યાસી હોય છે, ત્યારે **મી. એચ. વૉરન** અભ્યાસી હોવા સાથે જૈન ધર્મ ઉપર અનન્ય શ્રદ્ધા ધરાવનાર, દેવગુરુનુ પૂજન કરનાર, નિત્ય સામાયિક કરનાર વગેરે તેમનો આચાર અને ક્રિયા-માર્ગ છે. મી વૉરને આ ગ્રથમા જૈન ધર્મ સપૂર્ણ આસ્તિક છે એમ શાસ્ત્રીય પ્રમાણોથી સિદ્ધ કર્યું છે યૂરોપ અને અમેરિકાના જૈનધર્મના અભ્યાસીઓ અને વિદ્વાનોમા બધુ **વૉરન**નું સ્થાન બહુ જ આગળ પડતું છે, તેમજ જૈન ધર્મના પ્રખર અભ્યાસ અને અનન્ય શ્રદ્ધાથી તેમની પ્રતિષ્ઠા ત્યાં ખૂબ જામેલી છે સાચું તેજ મારૂં, અને સશોધકવૃત્તિના પરિણામે, સત્ય ગ્રહણ કરવાની જિજ્ઞાસાના કારણે, જૈન ધર્મના સતત અભ્યાસે, અનુભવે અને અનન્ય શ્રદ્ધાએ આ ગ્રથમા તત્ત્વજ્ઞાનનો વિષય લખવામા સગ્રાહક વૃત્તિનો જ **મી. એચ. વૉરને** ખાસ ઉપયોગ કરેલો હોવાથી આ ગ્રંથ જિજ્ઞાસુની દૃષ્ટિએ એક માર્ગદર્શક થઇ પડે તેવો છે.

જૈન ધર્મના સાહિત્યમાથી તેમાય પણ તત્ત્વજ્ઞાન માટે તો પાશ્ચિમાત્ય દેશના વિદ્વાનો જેટલુ લખે તેટલુ બધુ સ્ખલના રહિત જ હોય તેમ માની ન શકાય પરતુ મી એચ વૉરને લખેલ આ ગ્રથ તો પોતે જૈન ગ્રથોના સતત્ અભ્યાસી હોવાના કારણે જ (તેમજ શ્રદ્ધાળુ, જૈનાચાર ક્રિયાકાડ વગેરેનો અભ્યાસ અને અનુભવ લઇ તે વતનમા મૂકતા હોનાથી–મૂકેલ હોનાથી તેમનુ જૈનમય જીવન હોનાથી) ઘણે ભાગે સ્ખલના રહિત અને તેમના અભ્યાસના તત્ત્વ–સારરૂપે જ આ ગ્રથ લખાયેલ છે એમ તો કહેવુ જોઇએ છતા પણ કોઇ સ્થળે ભિન્ન વિચારો કે પ્રતિપાદનો કે શાસ્ત્ર વિરૂદ્ધ કઇ પણ જણાય તો વાસ્તવિક શુ છે ? તે સપ્રમાણ અને શાસ્ત્રીય પદ્ધતિએ અમોને જણાવનામા આવશે તો મી વૉરનની પાસેથી તેનો ખુલાસો મેળવી શકીશુ અથવા અમો પણ તે પ્રકાશનમા મૂકવા પ્રયત્ન કરીશુ

પશ્ચિમના વિદ્વાનોના જૈન ધર્મ સબધી લખેલા આવા ગ્રથો ભૂલ વગરના જ હોય એમ નાઇએ માની ન લેવુ અને તેના ગ્રથોમા તેવી સ્ખલના–ભૂલ હોય અથવા પ્રકાશકને જણાય તો મૂળ લેખકના તે લખાણવાળા પાનામા ફુટનોટથી કે અન્ય રીતે તે ગ્રથમા પ્રકાશકે તેનો ખુલાસો–નોટ આપવી જોઇએ પરતુ તેમ કર્યા સિવાય એવા ગ્રથો કે તેના ભાષાતરો પ્રગટ થતા તેના વાચકો જો અલ્પજ્ઞ કે સામાન્ય અભ્યાસી કે પ્રાથમિક જિજ્ઞાસુઓ હોય તો તેઓને અશ્રદ્ધા થઇ જવા સભવ છે, વળી તેમ કર્યા સિવાય જો કોઇ જૈન શાળાઓમા અભ્યાસ માટે મૂકવામા આવે તો તે બાળ–જીવો માટે તો અસહ્ય જ છે, જેથી આવા ગ્રથોના અનુવાદ માટે તેમ કરવા પ્રકાશકોને ઉપરોક્ત અમારી નમ્ર સૂચના ધ્યાનમા લેવા જેવી છે પશ્ચિમના વિદ્વાનો જગતના જુના ધર્મો–સપ્રદાયોનો અભ્યાસ કે સશોધન જ્યારે માત્ર ઐતિહાસિક તત્ત્વના અનુશીલનની દૃષ્ટિએ કરે છે ત્યારે મી હર્બર્ટ વૉરને પ્રથમથી જ ઐતિહાસિક તત્ત્વની સાથે

આધ્યાત્મિક તત્ત્વના અનુશીલનની દૃષ્ટિએ જૈન ધર્મનો અભ્યાસ કર્યો છે અને તેથી જ જૈન ધર્મ ઉપર તેમની અનન્ય શ્રદ્ધા, આચાર અને ક્રિયાકાંડમાં પ્રવૃત્તિ થઇ હોય, તેમ આ ગ્રંથ લખવાની પણ ત્યારે જ જિજ્ઞાસા થઇ હોય તેમ જણાય છે, અને તેથી આ ગ્રંથમાં જણાવેલ તત્ત્વજ્ઞાનની કે બીજી હકીકતો આગમ પ્રમાણવડે પણ સિદ્ધ કરેલ છે એમ જણાય છે આગમવચન એજ ધર્મનો આત્મા છે, તેમ તેઓ માનનારા છે એમ પણ સાથે વાચકોને જણાયા સિવાય રહેશે નહિં

જૈન ધર્મનું જગતના ઇતિહાસમાં કયું સ્થાન છે? તે બતાવવા લેખો, નિબંધો કે આવા ગ્રંથોદ્વારા જૈન સમાજના સાહિત્યોપાસકો કે ધર્મોપદેશકોનો તેને માટે જોઇએ તેવો તેટલો અભ્યાસ ન હોવાથી પોતે જાણવા કે અન્ય દેશોના વિદ્વાનોને જણાવવા ઘણા ભાગે અસમર્થ જણાયા છે (કદાચ કોઇ હશે પણ ખરા )

ખરી રીતે તો ધર્મના સંશોધકો, સતત્ અભ્યાસીઓ અને શ્રદ્ધાવાન્ ધર્માત્માઓને હાથે આવા ગ્રંથો લખાઇ પ્રકટ કરી જૈન ધર્મ અને તેના તત્ત્વજ્ઞાનનો જગતને યથાર્થ પરિચય કરાવવામાં પ્રાથમિક જિજ્ઞાસુઓને સહાયરૂપ થવું જોઇએ. જૈન સમાજના વિદ્વાન ત્યાગી મહાત્માઓ કે વિદ્વત્તાપૂર્ણ સાહિત્યકારોના હાથે જ જે કાર્ય થવું જોઇએ તેને બદલે બીજા દેશના અને બીજી ભાષાના જાણકાર વિદ્વાનોના હાથે લખાયેલ આવા ગ્રંથોદ્વારા જિજ્ઞાસુ વર્ગની જે પિપાસા પૂર્ણ કરી શકાય છે તે માટે પણ આનંદ પામવા જેવું છે; છતા તેનુ અનુકરણ જૈન વિદ્વાનો, સાહિત્યકારોએ કરી ભવિષ્યમાં આવી જાતનું નવીન નવીન સાહિત્ય ઉપજાવી જિજ્ઞાસુઓની અભ્યાસવૃત્તિને સહાયરૂપ થઇ પડવા જરૂર છે પશ્ચિમના વિદ્વાનોના સતત અભ્યાસના પરિણામે તેમના હાથે વિદ્વત્તાપૂર્ણ લખાયેલ આવા સાહિત્ય કે તત્ત્વજ્ઞાનના ગ્રંથો વાચી, જાણી કે જોઇ આપણે ખુશી થઇ બેસી રહેવાનુ નથી, પરંતુ જૈન ભંડારોમા હજી કેટલાએ પ્રમાણમા અપૂર્વ સાહિત્ય અપ્રકટ—અણ-

એટલુ પડેલુ છે, તેને ક્રમસર આવા ગ્રથની શૈલી પ્રમાણે અને સકલનાપૂર્વક આધુનિક પદ્ધતિએ તે સશોધનવૃત્તિથી તયાર કરી અનકૃત રૂપમા જગત આગળ આપણે જ્યારે મૂકીશુ ત્યારે જૈન ધમ એ સનાતન ધર્મ છે અને તેનુ તત્ત્વજ્ઞાન સાહિત્ય એ સપૂર્ણ સત્ય અને અપૂર્વ છે એમ જગત્ માનશે અને તે દિવસથી જૈન સમાજે સાચી જ્ઞાનપૂજા અને પ્રભાવના કરેલી ગણાશે

પરમાત્માને પ્રાથના છે કે તેવી જ્ઞાનપૂજા જૈન સમાજને જલ્દી પ્રાપ્ત થાય

**શ્રી હરબર્ટ વૉરને** આ ગ્રથ સ્વ બધુ વીરચ ભાઈ ગાધી બી એ બાર એટ-લૉ ના ભાષણો ધમચર્ચા ટીપ્પણો અને ગ્રંથો વિગેરેના આધારે લખેલ છે કે જેનો ગુજરાતી અનુવાદ ભાઈ ગિરધર લાલ હ ગરશી જૈન જીવનના ભૂતપૂર્વ તત્રીએ કરેલો છે

ઉપરોક્ત કારણોથી આ અભ્યાસક ગ્રથનો આ ગુજરાતી અનુવાદ ફરીથી અમોએ પ્રગટ કરેલ છે અને તેનો વિશેષ પ્રચાર થાય વિશેષ પ્રમાણમા લાભ લેવાય તે માટે **શ્રી આત્માનદ પ્રકાશ માસિકના** માનવતા ગ્રાહકોને આ વર્ષે ભેટ આપવાનો નિર્ણય કરેલો છે આ ગ્રથ પ્રગટ કરવાના કામમા શેઠ વલભદાસ લલ્લુભાઈએ પોતાના સદ્ગત શ્રી૦ ચદુલાલના સ્મરણાર્થે આર્થિક સહાય આપેલ છે જે માટે તેઓને ધન્યવાદ ઘટે છે

પરભાષાના ગ્રંથોનો અનુવાદ કરવો તે સહેલુ કાય નથી છતા તેનો ગુજરાતી ભાષામાં કરેલો આ અનુવાદ બધુશ્રી લાલનને બતાવતાં અનુવાદ તપાસી પોતાનો સતોષ બતાવવા માટે તેમજ બધુ શ્રી ફતેહચ ઝવેરભાઈએ પ્રુફ તપાસવા વગેરે કાર્યમા આપેલી મદદ માટે ઉપકાર માનવામા આવે છે

| | |
|---|---|
| **ભાવનગર**<br>**આત્માનદ ભવન**<br>**જ્યેષ્ઠ પૂર્ણિમા**<br>**વીર સવત્ ૨૪૬૦**<br>**આત્મ સવત્ ૩૮** | **ગાધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.** |





| નંબર. | વિષય | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | પ્રકાશકનું વક્તવ્ય | ... |
| ૨ | શ્રદ્ધાળુ બન્ધુ એચ. વૉરનનો પરિચય | ... |
| ૩ | જૈન ધર્મના સિદ્ધાંતો માટેનું મૂળ લેખકનુ નિવેદન | |
| ૪ | આમુખ. | ૩ |

ખંડ પહેલો.

પ્રકરણ પહેલું

| | | |
|---|---|---|
| ૫ | વિષયનું સામાન્ય નિરૂપણ | ૭ |

ખંડ બીજો.

પ્રકરણ બીજુ.

| | | |
|---|---|---|
| ૬ | વિશ્વ ( સત ). | ૧૧ |
| ૭ | દ્રવ્યના પ્રકારો. | ૧૪ |
| ૮ | ચેતનવંત પ્રાણીઓના ગુણો | ૧૭ |
| ૯ | અચેતન દ્રવ્ય—જડ પદાર્થો. | ૧૯ |
| ૧૦ | અવકાશ—સમય દ્રવ્યની વ્યાખ્યા | ૨૧ |
| ૧૧ | દ્રવ્યનાં સ્વરૂપો. | ૨૪ |
| ૧૨ | વસ્તુના દૃષ્ટિબિન્દુની વિચારણા | ૨૭ |

૧૩ વસ્તુ-વ્યજનના સ્વરૂપો (સ્યાદ્વાદ) ૨૯
૧૪ હેતુભાવ (કારણત્વ) ૩૦

## પ્રકરણ ત્રીજુ

૧૫ મનુષ્યની સદ્ય ( વર્તમાન) સ્થિતિ ૩૭
૧૬ આઠ પ્રકારના કર્મો ૪૦
૧૭ કર્મના પ્રવર્ત્તક કારણો ૫૭
૧૮ મિથ્યાત્વભાવ અને તેનુ સ્વરૂપ ૫૯
૧૯ કર્મનો કાયદો ૬૨

## પ્રકરણ ચોથુ

૨૦ મનુષ્યની સભાવનીય ઉત્કૃષ્ટ સ્થિતિ ૬૫
૨૧ વિશુદ્ધ આત્માના ગુણો ૬૫

## પ્રકરણ પાચમુ

૨૨ મોક્ષ-પ્રાપ્તિના ઉપાયો ૬૬
૨૩ આત્માના વિકાસક્રમો (ગુણસ્થાનોનુ સ્વરૂપ) ૬૮
૨૪ ગુણસ્થાન પહેલુ ૭૨
૨૫ ગુણસ્થાન બીજુ ૭૩
૨૬ ગુણસ્થાન ત્રીજુ ૭૩
૨૭ સમ્યક્ત્વભાવના ચિહ્નો ૭૫
૨૮ સુદેવ, સુગુરૂ અને સદાચાર-ધર્મ ૭૬
૨૯ સુગુરૂ ૮૦
૩૦ સચ્ચારિત્રના નિયમો ૮૨
૩૧ પ્રેમ (દયાભાવ) ૮૩
૩૨ સમ્યક્ત્વભાવના બાધક કારણો ૮૬
૩૩ જીવોની વિવિધ શ્રેણીઓ ૮૭

| | | |
|---|---|---|
| ૩૪ | સમ્યક્ત્વ–પ્રાપ્તિની રીતિઓ–સમ્યક્ત્વભાવના ઉપાયો. | ૮૯ |
| ૩૫ | કાળ. | ૯૨ |
| ૩૬ | માર્ગાનુસારીના ૩૫ નિયમો | ૯૨ |
| ૩૭ | ચોથું ગુણસ્થાન. | ૧૧૦ |
| ૩૮ | પાંચમું ગુણસ્થાન. | ૧૧૨ |
| ૩૯ | પંચપરમેષ્ઠી. | ૧૧૪ |
| ૪૦ | છ આવશ્યક કર્મો (ષડાવશ્યક). | ૧૧૫ |
| ૪૧ | શ્રાવકનાં બાર વ્રત. | ૧૧૭ |
| ૪૨ | ધ્યાન. | ૧૫૫ |
| ૪૩ | ભાવનાઓ. | ૧૬૫ |
| ૪૪ | શ્રાવકના ૨૧ ગુણો. | ૧૬૮ |
| ૪૫ | બીજાં ગુણસ્થાનો | ૧૭૨ |
| ૪૬ | સાધુઓના આચાર. | ૧૭૪ |


## ખંડ ત્રીજો.

### પ્રકરણ છઠું.


| | | |
|---|---|---|
| ૪૭ | ઉપસંહાર. | ૧૭૭ |
| ૪૮ | પુસ્તક વિષે વિદ્વાનોના અભિપ્રાય | ૧૮૦ |







૧ ન્યાયામ્ભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ—આ મહાત્માનો ઉપકાર ગુજરાત અને વિશેષે કરીને પંજાબ ઉપર અમાપ છે. આ સદીના ઘણા વર્ષો ગયા પછીના પ્રથમ આચાર્ય, પરમ પ્રભાવક શ્રી તત્ત્વાદર્શ આદિ અનેક મહાન ગ્રંથોના નિર્માતા અને અમેરિકા-ચિકાગો ધર્મપરિષદમા જૈન દર્શનના પ્રતિનિધિ તરીકે આમંત્રણ મળેલ હતુ જે સાધુપણામા નહિ જઈ શકાય, તેથી મરહૂમ ગાંધી વીરચંદ રાઘવજી બી. એ. ને જૈનધર્મ સંબંધી જ્ઞાન આપી ત્યાં મોકલ્યા. પૂર્વ અને પશ્ચિમના પંડિતો સાક્ષરોએ તેઓશ્રીને જૈન ધર્મ અને સાહિત્યપર વિદ્યમાનમા ઉંચાપણામાં ઉંચા પ્રમાણભૂત તરીકે સ્વીકાર કરેલો છે.

  

૨ આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ—ન્યાયામ્ભોનિધિ શ્રી વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી મહારાજના) પટ્ટધર, અનેક કેળવણી વિષયક જૈન સંસ્થાના સંસ્થાપક, ઉગ્રવિહારી, અનેક જીવોના પ્રતિબોધક, પંજાબ દેશમા શ્રી જૈનધર્મને ટકાવી પોષણ કરનાર, રાજનગરમા હાલમા મળેલ મુનિ સંમેલનના નાવને સહકારપૂર્વક શાંતિ સમાધાનીથી પાર ઉતારવામા મુખ્ય ભાગ લેનાર.

૩ **વીરચંદ રાઘવજી ગાંધી. બી. એ. બેરીસ્ટર એટ-લો.** જૈન એસોશિએશન ઓફ ઇંડીયાના સેક્રેટરી. સને ૧૮૯૨ મા ચિકાગો-અમેરિકા ધર્મ પરિષદમાં જૈનધર્મના પ્રતિનિધિ તરીકે શ્રી આત્મારામજી મહારાજ પાસે જૈન તત્ત્વનું ઉંડુ જ્ઞાન પ્રાપ્ત કરી ગયા હતા. જ્યા પ્રસિદ્ધ વેદધર્મના પ્રતિનિધિ વિવેકાનંદની સાથે રહી ત્યાના લોકો ઉપર સારી છાપ પાડી હતી. આ ગ્રંથના મૂળ લેખક **મી. હરબર્ટ** વોરને વીરચંદભાઇ પાસે જૈન ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરી આ ગ્રથ લખ્યો હોવાથી તેમના ગુરૂ યુરોપ અને અમેરિકાના ઘણા શહેરમા જૈનધર્મ ઉપર અનેક વ્યાખ્યાનો આપનાર અને યોગ ફીલોસોફી વગેરે ગ્રંથો ઇંગ્રેજી ભાષામા લખનાર.

  

૪ **મી. હર્બર્ટ વોરન**—ઇંગ્લાડના લંડન શહેરના વતની, જેમને સદ્ગત વીરચંદ ભાઇનો સને ૧૮૯૩ મા પરિચય થતા તેમની પાસેથી સંશોધક દ્રષ્ટિએ જૈન ધર્મના અભ્યાસની શરૂઆત કરી ટીપણો, ભાષણો અને અન્ય જૈન ધર્મના ગ્રંથો વાંચી તેના પરિણામરૂપે આ ગ્રથ મૂળ અંગ્રેજી ભાષામા લખનાર.

  

૫ **મી. ફતેચંદ કપૂરચંદ લાલન**—યુરોપ-અમેરિકા જઇ ધર્મના ભાષણો આપનાર, જૈન ધર્મના અભ્યાસી, પ્રસિદ્ધવકતા અને આખું જીવન જૈન ધર્મનો અભ્યાસ કરી સેવા અર્પનાર.

  

૬ **સદ્ગત ચંદુલાલ વલ્લભદાસ**—જેના સ્મર્ણાર્થે તેમના પિતાશ્રીએ આર્થિક સહાય આપેલ છે તે આ સભાના લાઇફ મેમ્બર શ્રદ્ધાવાન સરલ અને જીજ્ઞાસુ આત્મા હતા.



સં ૧૮૯૨ ની અમેરિકા સર્વ ધર્મ પરિષદમાં
જૈનધર્મના પ્રતિનિધિ.



વીરચંદભાઈ રાઘવજી ગાંધી બી એ આર-એ-સો
એમ આર એ એમ

# મૂળ લેખકનું નિવેદન.

મનુષ્યનો જન્મથી જે ધર્મ હોય છે તે ધર્મ પ્રત્યે મનુષ્ય સાહજિક રીતે સૌથી પ્રથમ લક્ષ આપે છે સત્ય કે કાર્યસાધકતા વિષે કોઇ પણ પ્રકારની આશંકા કે ચિંતા કર્યા વિના તેમજ ગુણ-દોષની પરીક્ષા કર્યા વગર મનુષ્ય સામાન્ય રીતે જન્મથી પોતાનો જે ધર્મ હોય તે ધર્મથી પ્રથમ અનુરક્ત બને છે મારા સંબંધમાં પણ એમ જ બન્યું યુવાવસ્થા પર્યંત હું ઇંગ્લંડના પ્રચલિત ધર્મપંથ (Church of England) નો અનુયાયી હતો તે પછી નવીન ધર્મતત્ત્વોનું જ્ઞાન મળતું ગયું, બુદ્ધિપૂર્વક ધર્મની વિચારણા થવા માંડી, અનેક પ્રશ્નો અને આશંકાઓનો ઉદ્‌ભવ થયો અને આશરે ૫ ૨ વર્ષ સુધી ધાર્મિક સિદ્ધાન્તોનું અન્વીક્ષણ ને મનન કર્યું, એ સર્વને પરિણામે જૈન દર્શનથી ચિત્તનું સમાધાન થયું જૈનધર્મમાં આત્માને સંતોષકારક પરમ બોધ છે એવી મને પ્રતીતિ થઈ

જાણીતા જૈન ફીલ્સુફ સ્વ વીરચંદ રાઘવજી ગાંધીએ જૈન ધર્મના સિદ્ધાન્તોનું નિરૂપણ કરી મને તેનો બોધ આપ્યો હતો જૈનદર્શનના આ પ્રથમ બોધ બાદ મને પ્રો જેઓ ન્ગી લૅંડના પુસ્તકોનાં વાચનથી જૈન તત્ત્વજ્ઞાનની વિશેષ વિચારણામાં યોગ્ય સહાય મળી છે પ્રો જી ટી લૅંડના પ્રસ્તુત પુસ્તકો પાશ્ચાત્ય સાહિત્યના પુસ્તકોમાં જૈનતત્ત્વજ્ઞાનને સૌથી વધારે અનુરૂપ મત યો રજુ કરે છે એવી સ્વ વીરચંદભાઇની દૃઢ માન્યતા હતી

પ્રૉ લૅંડના પુસ્તકોના પરિશીલનપૂર્વક અભ્યાસ પછી મારે જૈનધર્મ સંબંધી વિશેષ જ્ઞાનની આવશ્યકતા હતી એ બધું આવશ્યક

જ્ઞાન સ્વ શ્રીયુત્ જુગમંદરલાલ જૈની એમ એ, પં ફતેહચંદ લાલન, સ્વ પંડિત હીરાચંદ ઝવેરી એમ આર. એ એસ, શ્રી કેશવલાલ પ્રેમચંદ મોદી બી એ, એલએલ બી અને સ્વ શેઠ માણેકચંદ હીરાચંદ જે પી વગેરે તરફથી મને મળી રહ્યું મને જોઈતી તમામ માહીતી પૂરી પાડવા માટે હું તેઓ સર્વનો અત્યંત ઋણી છું

મને જૈનધર્મ સંબંધી એક લઘુ ગ્રંથ લખવાનું સૂચન થયું હતું, પણ એવો ગ્રંથ લખી શકવાની મારી અશક્તિને કારણે, શ્રી વીરચંદભાઇએ આપેલ અમૂલ્ય વસ્તુઓની દુનિયાને ભેટ કરવાનો મે સહર્ષ સંકલ્પ કર્યો વીરચંદભાઇએ મને આપેલ બોધ સર્વોચ્ચ હતો, એ બોધ હું પુસ્તકરૂપે જગત સમક્ષ રજુ કરું છું

આ ગ્રંથમાં જૈનધર્મના પ્રત્યેક દૃષ્ટિબિન્દુનું નિરૂપણ થઈ શક્યું નથી ગ્રંથમાં સિદ્ધાન્તોનું આલેખન ખોટી રીતે થયું હોય તો તેમાં યોગ્ય સુધારો કરવાનાં સૂચનોનો સહર્ષ સ્વીકાર થશે

ભૂલચૂક માટે વાચકની ક્ષમા યાચીને વિરમું છું

૮૪, શેલગેટ રોડ,
**લંડન**
માર્ચ ૧૯૩૦

હર્બર્ટ વૉરન.



# શ્રદ્ધાળુ બન્ધુ વૉરનનો પરિચય.



યૂરોપ અને અમેરિકાના જૈનધર્મી વિદ્વાનોમા બન્ધુ વોરનનુ સ્થાન બહુ આગળ પડતુ છે જૈનધર્મના અભ્યાસ અને અનન્ય શ્રદ્ધાથી તેમની પ્રતિષ્ઠા ખૂબ જામી છે સાચી ધર્મવૃત્તિને કારણે તેમને અપૂર્વ ગૌરવ પ્રાપ્ત થયુ છે પોતાની કૃતિઓથી તેઓ હિન્દના જૈનોમા સર્વત્ર મશહુર છે તેમના શ્રદ્ધાન્વિત ધર્મજીવનની ઉજ્જ્વળ કીર્ત્તિની સુવાસ ચોમેર મધમઘી રહી છે અનેક રીતે ભાત પાડે એવા એમના જીવનવૃત્તથી ઘણાયે ધર્મપ્રેમીઓમા અપૂર્વ શ્રદ્ધારસ રેલાયો છે, ઘણાના જીવનમા અપૂર્વ અસરકારી પરિવર્તન થયુ છે, ઘણાને સત્ય ધર્મની જ્યોતની ઝાખી થઇ છે

## સ્વ૰ વીરચદભાઇનો સુયોગ

ભાઈ વોરન જૈનધર્મના અનુયાયી બન્યા અને જૈનધર્મના શકય જ્ઞાનથી તેમની જૈનધર્મ પ્રત્યેની શ્રદ્ધા દ્રઢીભૂત બની એનો ખરો યશ સ્વ વીરચદભાઈ રાઘવજી ગાધીને ઘટે છે ભાઇ વીરચદભાઇ સાથેનો બન્ધુ વોરનનો સુયોગ સોના સાથે સુગધ જેવો પરિણામકારી નીવડયો આથી બન્ધુ વોરનના ધાર્મિક વિકાસનુ ખરૂ માન વીરચદભાઇને પ્રાપ્ત થાય છે

ચીકાગો (યુનાઇટેડ સ્ટેટસ)મા ઇ સ ૧૮૯૩માં મળેલી વિશ્વધર્મ પરિષદમા જૈનધર્મનો વિજયધ્વજ ફરકાવ્યા બાદ વીરચદભાઇ લડન પાછા ફર્યા તે વખતે તેમનો અને ભાઇ વોરનનો પ્રથમ મેળાપ થયો હતો. વીરચદભાઇ જૈનયોગ,

કર્મયોગ, જૈનધર્મ આદિ તત્ત્વજ્ઞાનના વિષયો પરત્વે નિયમિત ભાષણો આપતા હતા એ ભાષણોના વર્ગ ભરાતા અને ભાઇ વોરન એ વર્ગોના એક અત્યંત ઉત્સાહી શ્રોતા બન્યા હતા

## ભાષણોથી ધર્મ-પ્રીતિ.

ભાઇ વોરનને એ ભાષણોમાં એટલો બધો રસ પડતો હતો કે તેમણે બધાં ભાષણો લઘુ અક્ષરપદ્ધતિ ( Shorthand)થી સંપૂર્ણ લખી લીધાં હતાં. ભાષણોના સંબંધમાં તેમને અન્ય શ્રોતાઓ કરતાં વિશેષ ભાવ અને પ્રીતિ ઉદ્ભવ્યાં હતાં. આથી એમણે પોતે અક્ષરશઃ લખી લીધેલાં ભાષણોનો અભ્યાસ કર્યો. એ અભ્યાસને પરિણામે જૈનધર્મ પ્રત્યે તેમને નિરતિશય શ્રદ્ધા થઇ. જૈનધર્મ પ્રત્યેની તેમની પ્રીતિ અને ભક્તિ દિનપ્રતિદિન વધવા લાગી.

## અન્ય વિદ્વાનો સાથે સમાગમ.

જૈનધર્મના અભ્યાસથી ભાઇ વોરનની જૈનધર્મ પ્રત્યે એટલી બધી પ્રીતિ થઇ હતી કે વીરચંદભાઇનાં અવસાન બાદ બન્ધુ વોરનની ધર્મવૃત્તિ અને જિજ્ઞાસાએ અન્ય વિદ્વાનોનો સમાગમ શોધી લીધો. શ્રીયુત્ સુરચંદભાઇ બદામી, સ્વ. કેશવલાલ પ્રેમચંદ મોદી અને સ્વ જુગમંદરલાલ જૈનીના પ્રત્યક્ષ કે પરોક્ષ સમાગમથી ઘણીયે આશંકાઓનું સમાધાન કર્યું સત્સંગને પરિણામે ધર્મવિષયક મહત્ત્વના પ્રશ્નોના આવશ્યક ખુલાસાઓ ધર્મપ્રેમી વિદ્વાનો તરફથી મળ્યા કર્યા અને એ રીતે બન્ધુ વોરનની ધર્મભાવના ઉત્તેજિત થતી ગઇ.

શ્રીયુત્ સુરચંદભાઇ બદામી અને સ્વ. કેશવલાલ મોદીનાં સમાગમ પછી કેટલાંયેક વર્ષ બાદ સ્વ જુગમંદરલાલ જૈની સાથે બન્ધુ વોરનને વિલાયતમાં પ્રત્યક્ષ પરિચય થયો હતો જુગમંદરલાલજી ઓકસફર્ડ યુનિવર્સીટીના એમ. એ. અને

બેરીસ્ટર હતા તેઓ દિગમ્બર જૈન સમાજના સુપ્રસિદ્ધ વિદ્વાન્ ગૃહસ્થ હતા ધર્મવેત્તા તરીકે તેઓ સર્વત્ર મશહુર હતા. તેમના પરિચયથી બન્ધુ વીરચંદની ધાર્મિક માન્યતાઓ વિશેષ દ્રઢ બની વીરચંદભાઇએ સીંચેલા ધર્મબીજનો આ પ્રમાણે પ્રખર વિદ્વાનોના સમાગમથી અત્યંત વિકાસ થયો વીરચંદભાઇએ બન્ધુ વીરચંદમા આરોપણ કરેલ ધર્મ-બીજ એક સુંદર વૃક્ષરૂપે ફુલીફાલી નીકળ્યુ આ રીતે ભાઇ વીરચંદમા ધર્મભાવનાનુ અદ્ભુત સિંચન થયુ

## લાલન સાથે પરિચય

પોતાના પરિચયમા આવ્યા પછી બન્ધુ જુગમંદરલાલ જૈનીએ બન્ધુ વીરચંદની લાલન સાથે ઓળખાણ કરાવી હતી લાલનના પરિચયમા આવ્યા પછી ભાઇ વીરચંદ જૈનધર્મમા વિશેષ સ્થિત થયા હતા ધર્મની દ્રઢતાને કારણે પોતાને નિશ્ચયથી તેમજ વ્યવહારથી સમ્યક્ત્વ છે કે નહિ તે જાણ-વાની તેમને ઉત્કંઠા થઇ હતી ભાઇ વીરચંદની આ જીજ્ઞાસાને અનુસરીને લાલને પોતાના ક્ષયોપશમ પ્રમાણે પરીક્ષા લીધી બન્ધુ વીરચંદને પૂછેલા પ્રશ્નોના પ્રત્યુત્તરો સંતોષજનક લાગ વાથી તેમને સમ્યક્ત્વભાવ પ્રાપ્ત થયાની પ્રતીતિ થઇ એ પછી પોતાનામા યોગ્યતા જણાય તો શ્રાવકના ૧૨ વ્રતો અંગીકાર કરવાને પોતે તત્પર હોવાનુ બન્ધુ વીરચંદે સૂચન કર્યું હતુ

## બાર વ્રતોનો સ્વીકાર

શ્રાવકના બાર વ્રતો અંગીકાર કરવાની બન્ધુ વીરચંદમા પૂરેપૂરી યોગ્યતા અને પાત્રતા હતી તેઓએ વીરચંદભાઇ પાસેથી શ્રાવકોના વ્રતોનુ યથાર્થ જ્ઞાન મેળવ્યુ હતુ એ વ્રતોના સ્વરૂપનુ વર્ણન તેમણે લાલન સમક્ષ આબેહુબ કરી બતાવ્યુ તે પછી તેમણે બાર વ્રતો પૈકી પ્રથમ સાત

વ્રતો ઇંગ્લંડના દેશકાળ અનુસાર લીધા હતા આ પ્રમાણે સાત વ્રતો ગ્રહણ કર્યા પછી કેટલાક મહીના રહીને તેમને સ્વ. પં. હીરાચંદ લીલાધર ઝવેરી સાથે લાલનદ્વારા ઈંગ્લંડમાં જ ઓળખાણ થઇ. હીરાચંદભાઇ અભ્યાસ નિમિત્તે લંડન આવ્યા હતા અને તેઓ સારા અભ્યાસી હોવાથી તેમનો બન્ધુ વોરનને ખાસ પરિચય કરાવવો એ આવશ્યક હતું. આ પરિચય સમય જતાં નિકટ બન્યો અને તનાં સુપરિણામ રૂપે ભાઇ વોરનને બાકીનાં પાંચ વ્રતો અંગીકાર કરવાની તીવ્ર ઇચ્છા થઇ છેવટે તેમણે એ વ્રતો પણ ગ્રહણ કર્યાં.

બન્ધુ વોરનના સંબંધમાં આટલી ટૂંક હકીકત આપ્યા પછી તેઓના આચારવિચાર કેવા છે તે આપણે જોઇએ

## બન્ધુ વોરનના આચારવિચાર.

જૈનધર્મના અનુયાયી બન્યા તે પૂર્વે ભાઇ વોરન માંસાહારી હતા વીરચંદભાઈના ઉપદેશથી તેમણે માંસાહારનો સર્વથા ત્યાગ કર્યો છે તેઓ ધૂમ્રપાન કરે છે પણ તેને કોઇ રીતે ઇષ્ટ માનતા નથી.

ભાઇ વોરન વારંવાર ભાવ–સામાયિક કરે છે. ભાવ–સામાયિકમાં તેઓ સમાધિશતકનો સ્વાધ્યાય કર્યા કરે છે. વળી ઇંગ્રેજી ભાષામાં પ્રગટ થયેલાં જૈનધર્મનાં પુસ્તકોનું વાંચન અને મનન પણ કરે છે આ રીતે તેઓ સ્વાધ્યાય અને મનનમાં નિમગ્ન રહે છે. એ ઉપરાંત શ્રી સિદ્ધચક્રનું નિત્ય સ્મરણ કરતા સાંભળ્યા છે. તેમની પાસે રૂપાના સિદ્ધચક્ર પણ છે, એ પણ તેમની એક વિશિષ્ટતા છે.

## ધર્મમાં અનન્ય શ્રદ્ધા.

લાલનને લાગે છે કે તેમની ધાર્મિક શ્રદ્ધા અનન્ય છે. આથી ધર્મ–શ્રદ્ધાની દૃષ્ટિએ તેમનું સ્થાન અનોખું છે. 'Jainism is not Atheism' નામક એમનું મનનીય

પુસ્તક જેમા જૈનધર્મ નાસ્તિક નથી એમ શાસ્ત્રીય પ્રમા ણોથી સિદ્ધ કરવામા આવ્યુ છે તે ઉપરથી પણ તેમની અવિચળ ધર્મશ્રદ્ધા પ્રતીત થાય છે બન્ધુ વોરનની ધર્મ શ્રદ્ધા અપૂર્વ અને ઉચ્ચ પ્રતિની છે આ રીતે જોતા બન્ધુ વોરન એક પરમ શ્રદ્ધાવાળા જૈન છે બન્ધુ વોરન પરમ શ્રદ્ધાવાળા હોવાથી અત્યત શ્રધ્ધેય છે આથી સમાજનો તેમના પ્રત્યે અપૂર્વ ભાવ હોય એમા આશ્ચર્ય જેવુ કશુયે નથી

## સુદર ધર્મબોધ

ભાઇ વોરનનો ધર્મબોધ તેમની ધર્મશ્રદ્ધા જેટલો ઉચ્ચ પ્રતિનો નથી છતાયે તે બોધ સુદર પ્રકારનો છે એમણે ધર્મ સબધી બને તેટલુ સૂક્ષ્મ અને સગીન જ્ઞાન પ્રાપ્ત કર્યું છે

## પત્રવ્યવહારથી જ્ઞાનપ્રાપ્તિ.

ધાર્મિક પ્રશ્નો સબધી જે જે બાબતોની શકાઓ ઉદ્ ભવે તેના સમાધાન તેમજ ધર્મજ્ઞાનની વૃદ્ધિ નિમિત્તે બધુ વોરનનો જાણીતા જૈન ફ્રીન્ડ્સુકો સાથે વર્ષો થયા અસ્ખલિત રીતે પત્રવ્યવહાર ચાલ્યા કરે છે એથી તેમની અનેક શકાઓનુ સમાધાન થયુ છે અને ધર્મબોધ ઘણો વધ્યો છે અવિરત પત્રવ્યવહાર એ ધર્મજ્ઞાનની વૃદ્ધિમા ભાઇ વોરનને અત્યત ઉપકારી થઇ પડેલ છે

## મડળોદ્વારા સમાજસેવા.

બધુ વોરને સારી રીતે સમાજસેવા પણ કરી છે એ સેવા તેમણે પ્રાય મડળોદ્વારા કરી છે આમાનુ એક મડળ તે જૈન લીટરેચર સોસાયટી ( જૈન સાહિત્ય મડળ ) સ્વ

જુગમંદરલાલજી, બન્ધુ વોરન અને લાલને મળીને લંડનમાં મજકુર મંડળની ઇ. સ ૧૯૦૯ માં સ્થાપના કરી હતી યૂરોપ અને અમેરિકાના ઘણાખરા દેશોના પૌર્વાત્યવાદીઓ ( Orientalists ) આ મંડળના સભ્યો હતા. ઇન્ડીઆ ઓફી-સના ભૂતપૂર્વ ચીફ લાઇબ્રેરીયન અને ઓક્સફર્ડ યુનિવર્સી-ટીના પ્રીન્સીપાલ પ્રો. ઍફ. ડબલ્યુ થોમસ મંડળના પ્રમુખ હતા, અને બન્ધુ વોરન મંડળના મંત્રી તરીકે કામ કરે છે. હર્મન જેકોબી અને ગ્લેઝનેપ જેવા સમર્થ વિદ્વાનો પણ આ જૈન સાહિત્ય મંડળમાં સભાસદો તરીકે જોડાયાં હતા એ ખાસ ઉલ્લેખનીય છે.

મંડળ તરફથી Outlines of Jainism નામનું પુસ્તક બહાર પડેલ છે.

બન્ધુ વોરનનું સેવાનું બીજું ક્ષેત્ર લંડનનું મહાવીર બ્રધરહુડ છે. આ મહાવીર મંડળ જેને Universal Frater-nity of All Beings (વિશ્વબન્ધુ સમાજ ) તરીકે પણ ઓળખ-વામાં આવે છે તેના બન્ધુ વોરન અધ્યક્ષ છે. ભાઇ અલેક-ઝાન્ડર ગોર્ડન જેઓ જૈન થયા પૂર્વે પ્રખ્યાત સાહિત્યકાર જેમ્સ એલનના શિષ્ય હતા તેઓ મંડળના મંત્રી છે. મહાવીર બ્રધરહુડમાં જોડાનાર ભાઇઓ અને બહેનોને માંસ-ભક્ષણનો સર્વથા ત્યાગ કરવો પડે છે. તેમને દેશકાળ અનુ-સાર વ્રતો પણ ગ્રહણ કરવાં પડે છે. ભાઇ ગોર્ડ-ન જ જૈન ધર્મના અનુયાયી છે એમ નથી, તેમના ધર્મપત્ની અને અન્ય કુટુંબીજનો પણ જૈન મંતવ્યોનું પાલન કરે છે એવું લાલનની જાણમાં છે.

## સાહિત્યસેવા.

ભાઇ વોરને Six Dravyas ( ષડ્ દ્રવ્ય ), Jainism

( જૈન ધર્મ ), અને Jainism is not Atheism ( જૈન ધર્મ નાસ્તિક નથી અર્થાત્ જૈન ધર્મનુ આસ્તિક્ય ) એ પુસ્તકોથી અનુપમ સાહિત્યસેવા કરી છે 'દિગમ્બર જૈન' તેમજ અન્ય માસિકો વિગેરેમા તેઓ અવારનવાર મનનીય લેખો લખે છે અને એ રીતે તેઓ સાહિત્યસેવા કર્યા કરે છે તેમના લેખો બહુધા ધર્મ વિષયક હોય છે

## ધર્મપ્રચાર

જૈન ધર્મ આત્માનુ વાસ્તવિક કલ્યાણ કરી આત્માનુ અધિરાજ્ય સ્થાપનારો ધર્મ છે, તે પરમ મગળકારી અને સુખદાયી ધર્મ છે, સત્યતા અને પૂર્ણતાની દ્રષ્ટિએ અપૂર્વ છે, વળી એ Scientific ( વૈજ્ઞાનિક ) ધર્મ હોવાથી વિચારક યૂરોપ અને અને અમેરિકાને બરોબર બધબેસતો છે હિસા આદિથી ખદબદી રહેલ દુનિયાને માટે તે મોક્ષમત્ર-રૂપ છે તેનુ તત્ત્વજ્ઞાન સ્યાદ્વાદ ( Relativism ) યુકત હોવાને લીધે વિશ્વવ્યાપી બની શકે તેવુ છે આ બધાનો વિચાર કરતા જૈન ધર્મના પ્રચારનુ મહત્ત્વ જેટલુ કહીએ તેટલુ ઓછુ છે ભાઇ વીરને ધર્મપ્રચારનુ મહત્ત્વ યથાર્થ રીતે પીછાણી જ્યારે જ્યારે અને જ્યાં જ્યા શકય હોય ત્યારે ત્યારે અને ત્યા ત્યા યોગ્ય રીતે ધમપ્રચાર કરવાનુ તેઓ ચૂક્યા નથી ભાઇ વીરનની વ્યાપક ધર્મપ્રચારની ભાવના દિનપ્રતિદિન વધતી જ જાય છે એ અત્યત હર્ષાસ્પદ છે સત્ય ધર્મનો વિશ્વમા પ્રચાર કરવાની તેમની ધગશ અનુક-રણીય છે બન્ધુ વીરનના નિબંધો ( Papers ) ધર્મપ્રચા-રની દ્રષ્ટિએ કેટલીક વાર બહુ મહત્ત્વના હોય છે તાજેતરમા એમણે Society for the study of world's Religions સમક્ષ જૈન ધર્મ સબધી એક નિબધ વાચ્યો હતો જે શ્રોતા-ઓને ખૂબ પસદ પડયો હતો અને શ્રોતાઓ ભાઇ વીરનના ધર્મજ્ઞાનથી મત્રમુગ્ધ બન્યા હતા

## જીવદયાનું એક પ્રશંસનીય કાર્ય.

બન્ધુ વોરન જીવદયાનાં અનેક કાર્યોમાં ભાગીદાર થયા છે. તેમાંનું એક કાર્ય ખાસ પ્રશંસનીય હોવાથી તેનો અત્રે ઉલ્લેખ કરવાનું ચુકત ધારૂં છું. આ જીવદયા કાર્યને લગતી હકીકત એવી છે કે ઇસ્વીસન ૧૯૦૯ના અરસામાં ઇંગ્લાંડના તદ્દન અશકત થઇ ગયેલા ઘોડાઓનો હોલેન્ડના લોકો સંહાર કરી ભક્ષણ કરતાં હતા. આ પ્રમાણે અશક્ત ઘોડાઓને બીજા દેશથી લાવવામાં આવે, તેમનો સંહાર થાય અને ભક્ષણ પણ થાય એ ભાઇ વોરનને રૂચ્યું નહિ. તેમનો આત્મા આ ઘોર હિંસાથી કકળી ઉઠયો. આથી Dumb Friend Society માં તેઓ વોલન્ટીયર તરીકે સામેલ થયા તેમના અને બીજા સ્વયંસેવકોના બાર મહીના સુધી ચાલેલા સતત પ્રચારકાર્યને પરિણામે પાર્લામેન્ટનું લક્ષ ખેંચાયું અને પાર્લામેન્ટદ્વારા આ હિંસા પ્રકરણ કાયદાથી બંધ પડયું. ભાઇ વોરને અશક્ત ઘોડાઓને બચાવી લેવા નિમિત્તે અથાગ પ્રયત્ન કર્યો હતો, જે તેમના જીવનની એક કીર્તિગાથારૂપ છે. બન્ધુ વોરન સૌજન્ય મૂર્ત્તિ છે. તેઓ સામાન્ય સ્થિતિના હોવાથી તેમના પ્રત્યે કોઇથી અવિવેક ન દાખવવામાં આવે એવું લાલનનું નમ્ર સૂચન છે. તેમની સાથે પરિચય કરવાની ઇચ્છા રાખનારા આ દેશવાસીઓ યોગ્ય વિવેક જાળવશે અને સૌજન્યનું પાલન કરશે એવી લાલનની વિનંતિ છે.

સ્વ. વીરચંદભાઇના ખાસ શિષ્ય પરમસ્નેહી બંધુ વોરનનો આ ટુંક પરિચય જનતાને વોરનની કંઇક પણ ઝાંખી કરાવી શકશે તો ભાઇ વોરનનો કંઇક પરિચય આપવાનો આ નમ્ર પ્રયાસ સફલ થશે. જેટલે અંશે આ પ્રયાસનું સાફલ્ય થાય તેટલે અંશે લાલનની નમ્ર ભાવે કૃતકૃત્યતા છે એમ જણાવી લાલન સહર્ષ વિરમે છે. લાલન.

જોડાયા. ભાઇ ચંદુલાલની વય નાની હોવા છતા તેમની ચંચળ બુદ્ધિ અને ચાલાકીથી વેપારીમા પણ ગણના થવા લાગી. સાથોસાથ તેમણે જૈન યુવક મંડળ વિગેરે સામાજિક સંસ્થાઓમાં રસ લેવાનું શરૂ કર્યું અને તેમા આગળ પડતો ભાગ લેવા લાગ્યા.

સવત ૧૯૭૮ ની સાલમા ચંદુલાલના લગ્ન વાળુકડવાળા શેઠ નરશીદાસ વીરચંદની પુત્રી તારાલક્ષ્મી સાથે કરવામાં આવ્યા. સુભાગ્યે એ દંપતી જીવન પણ સુખી અને સંતોષી હતું.

દરમ્યાન સુપ્રસિદ્ધ શ્રી જૈન આત્માનંદ સભાના લાઇફ મેમ્બર પણ થયા હતા.

ભાઇ ચંદુલાલે શિક્ષણ ઓછું લીધેલ અને સારી સ્થિતિના હોવા છતા જીવન વ્યવહારમા નિયમિત અને સાદા હતા. તેમનામા સંસ્કારિતા હતી, ઉદારતા હતી તેઓ છુપી રીતે ગરીબ માણસોને સહાય આપતા તેમજ વિદ્યાર્થીઓ પ્રતિ તેમનો અતિ પ્રેમ હોઇ તેમને યોગ્ય મદદ આપવામા જરા પણ સંકોચ રાખતા નહિં. વળી તેમની ધાર્મિક વૃત્તિ બહુ નિર્મળ હોઇ વારંવાર તીર્થયાત્રાઓ કરવામાં આનંદ માનતા. ખુલ્લી હવામા ફરવાનો તેમજ કસરત અને જાતમહેનત કરવાનો તેમને શોખ હતો. આઠ-દસ માઇલ ફરવા જવું એ એનો ક્રમ હતો.

ચંદુલાલમા યુવાનીનો તનમનાટ હતો અને નવયુગનો સંદેશ તેમણે સાભળ્યો હતો-ઝીલ્યો હતો. મહાત્મા ગાધીજીના વિચારો તેમણે વાચ્યા હતા અને તેની અસર તેમના જીવનમા સ્પષ્ટ જણાઇ આવતી હતી નવયુગની ચળવળ તરફ તેમની સક્રિય સહાનુભૂતિ હતી-રાષ્ટ્રીય લડત પ્રત્યે પણ તેમની હમદર્દી હતી. વરસોથી તે શુદ્ધ ખાદી જ પહેરતા અને ખાદીમા તેમને અટલ શ્રદ્ધા હતી જેથી તેમની છેલ્લી બિમારીમાં પણ અશક્તિ આવી ગઇ ત્યારે સગાઓ અને સ્નેહીઓની આગ્રહભરી સુચના છતા અંત પણ સુધી ખાદી માટે મક્કમ રહ્યા હતા.

તેમના સાદા અને સસ્કારી જીવનથી તેમણે પ્રેમી મિત્રોનુ એક નાનુ સરખુ મડળ પોતાની આસપાસ જમાવ્યુ હતુ અને મિત્રોને પ્રેમથી તરબોળ કર્યા હતા આજ તેમના મિત્રો તેમને સભારી હૃદયમા રડે છે ચદુભાઇ જેવા જ હસમુખા આનદી અને સસ્કારી મિત્ર વીરચદ કપાસીનુ પણ તરૂણ અવસ્થામા મૃત્યુ થયુ તેની અસર ચદુભાઇ ઉપર ઘણી થઇ હતી

એક ચાર વર્ષની પુત્રી અને એક એક વર્ષનો પુત્ર મુકી તેઓ સ્વર્ગવાસી થયા છેલ્લા વર્ષમા તો તેમના પિતાશ્રીને શિરેથી વ્યાપાર વગેરેનો લગભગ બધો ભાર ઉતારી નાખ્યો હતો આરોગ્ય શરીર હતુ, જીવન સસ્કારી અને સ્વાશ્રયી હતુ જીવનનો બધી દિશામા વિકાસ થતો હતો અને ખૂબ સતોષી અને સુખી લાગતા હતા પરતુ ભાવિભાવ બળવાન છે, મનુષ્યનુ સુખ આ કાળમા ઠેઠ સુધી એક સરખુ ટકતુ નથી, તેમ ચદુભાઇ લાબો વખત આ સુખ ભોગવી ન જ શકયા સવત ૧૯૮૯ ના જેઠ માસથી સ્હેજ તાવ શરૂ થયો ડુગર ઉપરથી ઉતરી આવતા પાણીનુ ઝરણુ આખરે મોટુ પૂર થઇ પડશે એવી કલ્પના પ્રથમ કોઇને તે વખતે આવતી નથી મજબૂત શરીરવાળા ચદુભાઇએ પણ ઘણો વખત તે ઝીણું તાવને સામાન્ય ગણ્યો અને થોડા વખતમા ઉતરી જશે તેમ માન્યુ માતા-પિતાને ચિતા થશે તેમ માનીને થોડા વખત તે વાત પણ છુપાવી પરતુ આવુ દર્દ કયાસુધી છાનુ રખાય? ઉપાયો શરૂ કર્યા, વૈદ્ય-ડોકટરની દવા શરૂ કરી અને કાઇક ગહન મળી, પરતુ પાછો તાવ શરૂ થયો દવા ચાલુ હતી અને મરાગ ખુલ્લી હવામા રહેવા ગયા પરતુ મેલેરીયા પાછો ન હઠ્યો અને મેલેરીયામાથી ટાઇફોડ તાવ લાગુ પડ્યો. કુટુબીઓએ, મિત્રોએ સારવાર કરવામા કશી કચાશ ન રાખી નાણા ખર્ચવામા પણ પાછુ વાળી ન જોયુ, સારામા સારા ડોકટરોની દવા કરી છતા આરામ ન જ થયો સવત ૧૯૯૦ ના કાર તા૰ વ૰ ૧૩ ના રોજ આસવગને ભારે દુખ વચ્ચે મુકી તેઓ ચાલ્યા ગયા. અને એક આશાભરી આશા આપની જીદગીનો કરૂણ

# આમુખ

પ્રાણી માત્રને સુખી કે દુખી સ્થિતિમા જીવન પ્રિય હોય છે વિશ્વમા દુખનુ અસ્તિત્વ શામાટે છે ? દુખમાથી સપૂર્ણ રીતે મુક્ત કેમ થવાય ? અને પરિણામે સુખ કેમ વધે ? એ બધુ યથાર્થ રીતે જાણવાની મનુષ્યની ભાવના એ ધર્મનુ મૂળ છે દુખને નિર્મૂળ કરવુ, તેના અસ્તિત્વના કારણોનો આવિષ્કાર કરવો અને જીવનને વધારે સુખમય બનાવવુ એ ધર્મનુ મુખ્ય કાર્ય છે

દુખથી મુક્તિ અને સુખની વૃદ્ધિ અર્થે ધર્મ અનેક ઉપાયોની પ્રરૂપણા કરે છે આવા ધાર્મિક ઉપાયોમા અહિસા ('જીવો ને જીવવા દો'નો સિદ્ધાન્ત), સત્ય, નીતિ, સદાચાર (શુચિત્વ), સતોષવૃત્તિ, પિતૃઓ પ્રત્યે સન્માન બુદ્ધિ અને પ્રભુને માટે આજ્ઞાકિતભાવ એ સર્વસામાન્ય છે આ ધર્મમાર્ગમા ઓછા વિઘ્નો નથી, પણ ધર્મની આ સર્વ આજ્ઞાઓનુ પાલન કરવુ એ તો કષ્ટ જ છે આવા શુદ્ધ અને ધાર્મિક જીવનની આવશ્યકતા માટે કષ્ટ નિશ્ચયાત્મક શ્રદ્ધાની અપેક્ષા રહે છે

પાપ-પુણ્ય તેમજ સુખ-દુખના સબધમા દુનીઆના ધર્મોના મતઓ અને સિદ્ધાન્તોમા ઘણો મતભેદ છે જુદા જુદા ધર્મોના મતઓ અને સિદ્ધાન્તોમા આ પ્રમાણે વ્યાપક દૃષ્ટિએ ભિન્નતા છે દરેક ધર્મ પાપ અને દુખના અસ્તિત્વના કારણોનુ નિરાકરણ કરે છે જેથી ઓછે-વત્તે કે સપૂર્ણ અશે મનુષ્યના મનનુ સમાધાન થાય છે કોઇ દયાળુ અને સર્વશક્તિમાન પ્રભુ સૃષ્ટિનો કર્તા અને નિયામક છે એવો એક ધર્મ-સિદ્ધાન્ત પ્રવર્તે છે અનાત્મવાદી અને કેવળ જડવાદનો સિદ્ધાન્ત આ સિદ્ધાન્તનો એક વૈકલ્પિક સિદ્ધાન્ત છે ભૌતિક પરમાણુઓની ક્રિયા અને સચયથી જીવન અને ચેતના નિષ્પન્ન થાય છે અને મૃત્યુ સમયે જીવન અને ચેતના દેહથી છુટા પડે છે એવો આ નાસ્તિવાદનો સિદ્ધાન્ત છે આ બન્ને સિદ્ધાન્તો જેમા

સંતોષજનક ન જણાય તેમને માટે આ પુસ્તકમા એક સિદ્ધાન્તની રૂપરેખા દોરવામા આવી છે. આ સિદ્ધાન્તમાં આત્માના અસ્તિત્વનો અસ્વીકાર થતો નથી. જગતના કર્તા તરીકે કોઇને ગણવાની માન્યતાને પણ આ સિદ્ધાન્તમાં સ્થાન નથી. ધર્મનું આ મંતવ્ય દરેક વ્યક્તિને પોતાનાં ભાવિનો પ્રભુ બનાવે છે. જીવ માત્રને તેથી અમરત્વની અનેરી આશાનો ભાવ પ્રદીપ્ત થાય છે. આ જીવનમાં તેમજ હવે પછીનાં (આમુષ્મિક) જીવનમાં શાશ્વત સુખની પ્રાપ્તિ અર્થે આવશ્યક સાધન તરિકે અંતિમ પૂર્ણતા પ્રાપ્ત થતાં સુધી નીતિ અને સદાચારયુક્ત જીવનનો આગ્રહપૂર્વક નિર્દેશ કરે છે.

ધર્મની જ માન્યતાઓએ આપણામા શરૂઆતથી જ ઘર ઘાલ્યું હોય છે તે માન્યતાઓ ચોક્કસ સંયોગોમા છેવટ સુધી ટકી રહે છે. આશંકાવૃત્તિ, ગુણદોષની પરીક્ષા અને પુનર્વિધાન-ભાવને અભાવે જન્મથી જડ ઘાલી બેસેલા ધાર્મિક મંતવ્યોમા ફેરફાર થવો મુસ્કેલ છે. વિવેકબુદ્ધિનો વિકાસ થતા નવા મંતવ્યો જૂનાં મતવ્યોનું સ્થાન લે છે. ગુણ-દોષનું પરીક્ષણ આદિ વૃત્તિને કારણે વિવેકવૃત્તિનો ઉદ્‌ભવ યથાયોગ્ય રીતે થતા ગમે તેવી શ્રદ્ધા ડોલાયમાન થાય છે. "આપણે કોની ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ ? દશ્ય અને અદશ્ય જીવ માત્રમાં કોની આજ્ઞાને સત્ય તરીકે માનવી ?" એવા એવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે. પ્રભુની આજ્ઞાને માન્ય રાખવી જોઇએ એવો પ્રશ્નનો આપણો જવાબ હોય તો સવાલ ઉઠે છે કેઃ "પ્રભુની વિશિષ્ટતાઓ કઇ કઇ છે ? એ વિશિષ્ટતાઓ એવી છે કે જેથી પ્રભુની આજ્ઞા જ સત્ય હોવાનું આપણે જાણી કે માની શકીએ !"

જો આ સર્વ વિશિષ્ટતાઓ સંબધી આપણને કઇપણ જ્ઞાન ન હોય તો કોઇ આપખુદ અને જુલ્મી સ્મૃતિકાર (ધર્મ-નિયમોના પ્રણેતા) ની આજ્ઞામા આપણે શ્રદ્ધા રાખીએ એવું પણ કદાચ શકય છે. તાત્પર્ય એ કે-જ્ઞાન એ જ ધર્મબોધનું એકમાત્ર નિષ્પત્તિ-સ્થાન છે. આથી,લેખિત, મૌખિક કે પ્રેરિત બોધમા જ્ઞાન સર્વથા આવશ્યક છે. દુનિયાની કોઇપણ

સત્તા સત્ય જ્ઞાનવિના સત્ય બોધ ન જ આપી શકે ક્રોધ, ઇર્ષ્યા અને બીજા વિકારોના મોહક તત્ત્વોથી જે જ્ઞાન સંપૂર્ણ મુક્ત થયુ હોય તે જ જ્ઞાન સત્ય છે, એવી જૈનદર્શનની માન્યતા છે જે સદાચાર માર્ગના સેવનથી શાશ્વત મોક્ષ-સુખની પ્રાપ્તિ થાય છે તે માર્ગનો નિર્દેશ સર્વજ્ઞો જ કરી શકે એવુ જૈનધર્મનુ વિધાન છે મોહોત્પાદક તત્ત્વોનુ અસ્તિત્વ હોય ત્યાં સુધી કોઇને પણ સર્વજ્ઞપણાની પ્રાપ્તિ અશક્ય છે એવુ જૈનધર્મનુ સ્પષ્ટ મતવ્ય છે જૈનોના આધ્યાત્મિક પરમ પુરૂષો સર્વજ્ઞ હોવાનુ તેમજ તેઓ સર્વે પ્રકારના દોષો અને વિકારોથી મુક્ત હોવાનુ મનાય છે જૈન ધર્મશાસ્ત્રો આ સર્વજ્ઞ મહાપુરૂષોના જીવન અને બોધના ઐતિહાસિક વૃત્તાન્તો રૂપ ગણાય છે એ ધર્મશાસ્ત્રોમાથી જ જૈન સિદ્ધાન્તોની પ્રરૂપણા થયેલ છે જૈન અર્હતોએ દુનિયા ઉપર મનુષ્ય તરીકે જીવન વ્યતીત કર્યું હતુ આથી નીચેના ધર્મ-મતવ્યોનુ મૂળ (આદ્ય કારણ) આપણને મળી રહે છે

જૈનધર્મના સિદ્ધાન્તોના ઉદ્ગમના પ્રશ્નનો વિચાર ન કરીએ તો પણ એ સિદ્ધાન્તો પોતાના ગુણે કરીને ટકી શકે છે તેઓ સ્વયમેવ આશ્વાસનજનક અને સંતોષજનક છે તેમનાથી આત્માનુ અનિષ્ટથી રક્ષણ થાય છે, હૃદયને આવશ્યક વસ્તુઓ કે સાધનો ઉપલબ્ધ થઇ શકે છે બુદ્ધિની કારમી કસોટીમાથી પસાર થતા આ સિદ્ધાન્તોને લેશ પણ આચ આવતી નથી કોઇ પણ વ્યક્તિને તેથી સ્વાતંત્ર્ય-મુક્તિ મળે છે

જૈન સિદ્ધાન્તોમા કોઇ આજ્ઞાઓને સ્થાન નથી સિદ્ધાન્તોના પાલનમા કોઈ પ્રકારના આદેશો માન્ય કરવાનુ નથી જૈન ધર્મ એટલે નૈતિક અને આધ્યાત્મિક ઉત્કૃષ્ટતાનુ સ્વીકૃત ધ્યેય સફળ થાય એ રીતે પોતાનુ જીવન સર્વોચ્ચ સ્થિતિએ લઇ જવાનુ એક પરમ કાર્ય છે જૈન મતવ્યો જીવનના આ ઉત્કૃષ્ટ આદર્શનુ નિરૂપણ કરે છે અનંત કાળમા ભાવી જીવનની દૃષ્ટિએ તેમજ અન્ય જીવાત્માઓ સાથે સંબંધની દૃષ્ટિએ મનુષ્યને આ સિદ્ધાન્તો ગંભીરપણે વિચારવા અને અમલમા મૂકવા

યોગ્ય છે. પોતાની તેમજ બીજાઓની દુઃખથી મુક્તિ થાય અને સા કોઇને સુખ કેમ વધે એવું આ સિદ્ધાતોમાં નિદર્શન થાય છે. જૈન-ધર્મના સિદ્ધાન્તો આ પ્રમાણે એ પ્રકારનું તત્ત્વજ્ઞાન જ નથી, એ સિદ્ધાંતો અવસ્યમેવ એક ધર્મરૂપ છે. " અહિંસા એ જૈનધર્મનો મુદ્રાલેખ કે સોનેરી સિદ્ધાન્ત ( નિયમ ) હોવાથી અને જૈનધર્મના સિદ્ધાન્તોનું આખુયે ચણતર પ્રેમ-દયા ઉપર થયેલું હોવાથી એ સિદ્ધા-ન્તો ઉચ્ચ પ્રતિના હૃદય-ધર્મરૂપ છે. આપત્તિ કાળે કે મૃત્યુ-સમયે જેથી ખરૂં આશ્વાસન અને ચિત્તની શાન્તિ મળી રહે છે એવી એક જ વસ્તુ તે ધર્મ છે. ધર્મનું સત્ય, તેના કોઇ અનુયાયી હોય કે ન હોય તો પણ તે સત્ય રૂપે જ રહે છે. અનુયાયીઓને અભાવે ધર્મનાં સત્યનું સત્ય જતું રહેતું નથી. ધર્મનું સત્ય વર્ત્તમાનમા પણ સત્ય રૂપે કાયમ જ છે.

( મી. હરબર્ટ વૅારન. )



ॐ श्री पार्श्वनाथाय नमः

# પ્રથમ ખંડ.

## પ્રકરણ પહેલું.

### વિષય વિભાગો.



જીવનના પ્રશ્નનુ જૈનધર્મે કેવુ નિરાકરણ કર્યું છે એ આપણો એક વિષય છે જીવનનો પ્રશ્ન એટલે સામાન્ય રીતે એમ કહી શકાય કે— "આપણે અને વિશ્વમાના બીજા સર્વ પ્રાણીઓ એક દૃષ્ટિએ વિચારતા ઉત્પત્તિ રહિત છીએ આપણે બધા સ્વયભૂ (સ્વયમેવ ઉત્પત્તિ થઇ હોય એવા જીવો ) અને અમર છીએ દરેક જીવાત્મા એકમેકથી ભિન્ન છે અને દરેક જીવમા લાગણી તેમજ ચેતના હોય છે પ્રત્યેક જીવની પોતાની સ્વરૂપતાનો કદાપિ નાશ થતો

નથી. કોઇપણ જીવની સ્વરૂપતા કોઇ કાળે ગુમ કે અદ્રશ્ય થતી નથી. આપણામાંનો દરેક જીવાત્મા પોતાના વર્તન માટે બીજાઓને જવાબદાર છે. આપણે અજ્ઞાન, દુઃખી કે નિર્બળ હોઇએ, નિર્ધૃણુતા પ્રાપ્ત થઇ હોય—એ બધું કોઇ પણ અંશે હોય—તેનું કારણ આપણાં કર્મો જ છે. એ કર્મોથી આપણને વિભાવદશા પરિણમે છે. આત્માના સાહજિક જ્ઞાન, સુખ, પ્રેમ, દયા, બળ અને પ્રજ્ઞાવૃત્તિને અંતરાય નડે છે. જન્મ થયા પછી અને જન્મપૂર્વે અનંત ભૂતકાળમાં આપણે કર્મનો જે સંચય કર્યો હોય તેનાં પરિણામરૂપે દુઃખ, અજ્ઞાન આદિ અનુભવીએ છીએ. આ કર્મ-શક્તિ સૂક્ષ્મ અને અદ્રશ્ય હોવા છતાં વસ્તુતઃ તે પુદ્ગલ-કાર્મણ પદાર્થ છે. પુદ્ગલનાં આકર્ષણ અને સંચયથી આપણે અનુક્રમે આશ્રવની પ્રાપ્તિ અને બંધની પરિણુતિ કરીએ છીએ."

જ્યાં સુધી કર્મોની નિર્જરા ન થાય અને સંવરથી આપણે મુક્ત ન થઇએ ત્યાંસુધી આ પ્રકારનું બીનકુદરતી જીવન ચાલુ રહે છે. આપણી વિવેકબુદ્ધિ અને અંતરનાદનું સ્વરૂપ એવું હોય છે કે ખરા કલ્યાણ—પંથથી આપણે દૂર રહીએ છીએ. આપણે અનેક પ્રકારની અસત્ય પ્રેરણાઓ અને આવેશ—વૃત્તિઓથી તણાઇએ છીએ. ખરી પ્રેરણાઓને અમલમાં મૂકવાનું આપણને મન થતું નથી. વિવેકબુદ્ધિનો દુરુપયોગ કરીને સત્ય વસ્તુને ખોટી માનીએ છીએ. આ સ્થિતિમાં કર્મની બળવાન્ સત્તાનું આપણી ઉપર અધિ-રાજ્ય ચાલે છે. કર્મનું શાસન આ પ્રમાણે સ્વયમેવ

નિરંતર ચાલી રહ્યુ હોય ત્યારે ચિત્તની શાન્તિ શક્ય નથી ખરેખરા સદાચારી જીવન સિવાય ચિત્તની શાન્તિ સભવી શકે જ નહિ ચિત્તની ખરી શાન્તિ સદાચારી જીવન સાથે સકળાયેલી—ઓતપ્રોત થયેલી હોય છે, અને જ્યા સુધી કર્મથી મુક્તિ ન થાય ત્યા સુધી મોક્ષસુખનુ કુદરતી જીવન—અતિમ વિશુદ્ધ દશા પ્રાપ્ત ન જ થાય કર્મથી મોક્ષની પ્રાપ્તિમા કોઇ શ્રદ્ધા રાખતુ હોય તો તે પ્રકારની શ્રદ્ધાને એક પ્રકારની ગપ કરતા વિશેષ મહત્ત્વ ન જ આપી શકાય

લેખકની માન્યતા અનુસાર જૈન અર્હતોનો આ પરમ બોધ છે એ પરમ પવિત્ર બોધનો ગમે તે દૃષ્ટિએ વિચાર કરતા પાપ પુણ્ય અને અમર જીવનના સબધમા એ બોધ મૂર્તિમત બુદ્ધિયુક્ત સિદ્ધાન્ત છે એમ હુ માનુ છુ

વિશુદ્ધ સ્થિતિમાથી આપણુ અધપતન થયુ છે એવો વિચાર જૈન ધર્મ પ્રમાણે માન્ય નથી અતિમ શુદ્ધ દશામાથી અધપતન સભવિત નથી એવુ અધપતન સભવિત હોય તો સદાચારી અને તપયુક્ત જીવનથી તેમજ માનસિક અને નૈતિક સયમના પ્રતાપથી શાશ્વત સુખ પ્રાપ્ત થશે એવી ખાત્રી આપી શકાતી નથી વળી વિશુદ્ધ સ્થિતિમા કોઇપણ પ્રકારની અશુદ્ધિ હોતી નથી આથી કોઇ પણ અશુદ્ધિને અભાવે અધપતન કેમ સભવી શકે ? અશુદ્ધિ જ ન હોય અને બીજી કોઇ વસ્તુ અન્ય જીવોને દુખી કરવા કે જીવ—ઘાત કરવાની સ્થિતિમાં આપણને મૂકે એ તદ્દન અશક્ય છે

આપણા વિષયનું કંઇક સામાન્ય નિરૂપણ આ પ્રમાણે કર્યાં પછી આપણે હવે પ્રસ્તુત વિષયનો વિભાગવાર વિચાર કરીએ. આપણા વિષયના કુદરતી ચાર વિભાગો છે અને તે નીચે પ્રમાણે છેઃ—

(૧) વિશ્વ.

(૨) મનુષ્યની સદ્ય વસ્તુસ્થિતિ.

(૩) મનુષ્યનું શક્ય ઉત્કૃષ્ટ ભાવી.

(૪) મનુષ્યનાં સર્વોચ્ચ ધ્યેયની સિદ્ધિના ઉપાયો.

ઉપરોક્ત ચારે વિભાગોના સંબંધમાં કંઇક વિસ્તારપૂર્વક વિવેચન આ પછીના પ્રકરણોમાં કરવામાં આવ્યું છે.



# ખંડ બીજો

## પ્રકરણ બીજું વિશ્વ

### સત્યવસ્તુ ( સત્ )

વિશ્વ એ એક માત્ર સત્ય વસ્તુ છે 'સત્ય વસ્તુ' એ શબ્દના ઘણા અર્થો છે સત્ય વસ્તુ તે (એક અર્થમા) દ્રવ્ય કહેવાય છે આ જ અર્થમા આપણે 'સત્ય વસ્તુ' શબ્દનો અર્થ અત્રે સમજવાનો છે આખુયે વિશ્વ દ્રવ્યોથી પરિપૂર્ણ છે વિશ્વદ્રવ્યોનુ વિશ્વ છે આથી વિશ્વ એટલે વિશ્વમાની દરેક વસ્તુઓ અને જીવો એમ સમજવુ દશ્ય કે અદશ્ય, સ્પષ્ટ કે અસ્પષ્ટ, જડ કે ચેતન જે કઈ વિશ્વ ઉપર છે એ સર્વ 'વિશ્વ' છે વિશ્વનો આ ભાવાર્થ છે

જો વિશ્વને વર્ત્તમાન, ભૂત અને ભવિષ્યમા સમગ્રરૂપે ગણવામા આવે તો તેનુ સમર્થક માત્ર એક જ દષ્ટાન્ત છે વિશ્વ સિવાય બીજી કોઇ સત્ય વસ્તુ નથી સત્યથી પર વસ્તુ સત્ય હોઇ શકે નહિ જે વસ્તુ સત્ય નથી તે અસત્ય–કાલ્પનિક વસ્તુ છે એક અસત્ય મન્તવ્ય સિવાય બીજી કોઇ રીતે અસત્ય અસ્તિત્વ શક્ય જ નથી

વિશ્વ સિવાય બીજી કોઈ સત્ય વસ્તુ નથી એમ તર્કબુદ્ધિથી માનનારાઓને કેટલીક બાબતો સમજવા-વિચારવાની રહે છે. 'શૂન્યતા' અસ્તિત્વ રહિત સર્વ કંઇ એ શબ્દોના અર્થ તેમણે બરોબર સમજવાની જરૂર છે. વિશ્વ એ સત્ય દ્રવ્યો યુક્ત વિશ્વ છે, એ વસ્તુ માન્ય થાય તે પછી તેના કોઇ નાના–મોટા વિભાગનું સંપૂર્ણ અનસ્તિત્વ અશક્ય થઇ પડે છે. સમગ્ર વિશ્વનું સંપૂર્ણ અનસ્તિત્વ જેમ અશકય છે તેમ તેના કોઇ પણ ભાગનું અનસ્તિત્વ પણ અશક્ય છે. સમસ્ત વિશ્વ કે તેના કોઇપણ અંશનું અનસ્તિત્વ થાય, ખાલી 'શૂન્ય' રહે એમ કદાપિ બની શકે નહિ. તમામ સૃષ્ટિઓ, સ્વર્ગો, નર્કો અને જીવોનાં બીજાં નિવાસસ્થાનોને પરિવૃત્ત થઇને ચારે બાજુએ જે અનંત વિશાળ અવકાશ છે તે સામાન્ય રીતે માનવામાં આવે છે એવી 'ખાલી જગ્યા' નથી અવકાશ એ કંઈ વસ્તુ છે. આથી ખાલી શૂન્યતાનો ખ્યાલ ખોટો છે. એ ખ્યાલમાં, અસ્તિત્વસંપન્ન વસ્તુઓનું અજ્ઞાન વિદ્યમાન થાય છે.

વિશ્વને સમગ્રરૂપે ગણતાં તેમાં આપણો પણ સમાવેશ કરવો જ જોઈએ. આપણો પોતાનો જ વિચાર કરતાં વિશ્વના બાકીના ભાગનો આપણે અવરોધ કરીએ છીએ. વિશ્વના શેષ ભાગનો વિચાર કરતાં આપણી પોતાની જાત બાકાત થાય છે. આ પ્રમાણે એકનો વિચાર કરતાં બીજાનું નિ:સારણ (બહિષ્કરણ) થાય છે. વિશ્વને સમગ્ર સ્વરૂપે ગણતાં તે આ રીતે બે વિભાગોનું બનેલું છે. આપણે પોતે અને વિશ્વનો

શેષ ભાગ એ બન્ને ભાગો અન્યોઅન્ય અવરોધક છે વિશ્વના આ બન્ને અશો વચ્ચેના પરસ્પર અવરોધક સબધની દૃષ્ટિએ એકના અસ્તિત્વમા બીજાનુ અનસ્તિત્વ છે એમ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે

છેવટની ભૂમિકારૂપ જ્ઞાન પ્રાપ્ત થતા સુધી વિશ્વનો શેષ ભાગ પોતે જ છે અથવા તો પોતે જ વિશ્વનો શેષ ભાગ છે એવુ પ્રત્યક્ષપણે કોઈ જાણતુ કે માનતુ નથી ખરૂ જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યા સુધી આવો ભાવ વસ્તુત કોઈને પરિણત વતો નથી આમ છતા પોતાનો વિશ્વ સાથે અને વિશ્વનો પોતાની સાથે સબધ છે એટલુ તો સર્વ કોઇ જાણે છે અને સત્યપણે માને છે તાત્પર્ય એ કે–પોતાના અનસ્તિત્વનો વિચાર કરવો એટલે પોતાથી પર રહેલા બાકીના વિશ્વનો વિચાર કરવો પોતે જ્યા હોય ત્યા જ પોતાનુ અસ્તિત્વ હોવા છતા આ દૃષ્ટિએ મનુષ્યને પોતાનુ અનસ્તિત્વ માલુમ પડે છે આથી 'અનસ્તિત્વ' નો અર્થ કોઇ પણ સ્થળે 'સપૂર્ણ અનસ્તિત્વ' એવો કોઇ કરે તો તે તદ્દન ખોટો છે અનસ્તિત્વ એટલે 'અસ્તિત્વનુ બધ પડવુ' કે 'સપૂર્ણ વિનાશ' એમ સભવી શકે નહિ પરસ્પર સબધવાળા છતા એક બીજાના અવરોધક અશોથી બનેલ આ વિશ્વને સમગ્રરૂપે ગણતા (એક વ્યક્તિ–સમૂહ રૂપે નહિ) તે અસ્તિત્વ ધરાવતી દરેક વસ્તુઓનુ વિશ્વ છે, અર્થાત એ વિશ્વ વિશ્વ પોતે જ છે એ વિશ્વ જે કઇ નથી એવી વસ્તુઓનુ–કઇ બીજી વસ્તુઓનુ વિશ્વ પણ છે વિશ્વના પરસ્પર અવરોધક અશો એક જ છે

અને તે એક જ રહે છે. વિશ્વ એ આ અંશોનું એક જ વિશ્વ છે. તે આ બન્ને પ્રકારના અંશોથી સદાકાળ પરિપૂર્ણ રહે છે. એ અંશોનાં પરિમાણમાં પરિવર્ત્તન થતું નથી. 'વિશ્વનું અસ્તિત્વ અને 'અનસ્તિત્વ' એ શબ્દો યથાર્થ અને નિશ્ચિત સ્વરૂપયુક્ત સર્વવ્યાપક વિશ્વનું એક જ પ્રકારનું ચિત્ર દષ્ટિ સમીપ ખડું કરે છે. વિશ્વને સમગ્ર સ્વરૂપે ગણવામાં આવે તો અસ્તિત્વ અને અનસ્તિત્વ એક જ છે, એવું જગમશહુર ફીલ્સુફ હેગલે પોતાનાં તર્ક-શાસ્ત્ર વિષયક ગ્રંથમા સિદ્ધ કર્યું છે. વિશ્વનું અનસ્તિત્વ એટલે 'સંપૂર્ણ અનસ્તિત્વ' કે 'ખાલી શૂન્યતા' એવો ખોટો ખ્યાલ આપણામાં આવી ગયો છે. આ ખોટા ખ્યાલને લઇને વિશ્વનાં અસ્તિત્વ અને અનસ્તિત્વ વચ્ચેનું માનસિક દૃષ્ટિએ રહેલું સામ્ય યથાર્થ રૂપમાં આપણે સમજી શકતા નથી. આથી એ સામ્ય યોગ્ય દૃષ્ટિબિન્દુથી સમજી લેવાની જરૂર છે.

## દ્રવ્યના પ્રકાર.

વિશ્વ એક સત્ય વસ્તુ છે, પણ તે એક સજાતીય દ્રવ્ય નથી. આપણી જાતિ [જાત]થી પર વિશ્વના ભાગમાં જડ વસ્તુઓ તેમજ આપણી જેવા ચેતનાયુકત જીવો માલુમ પડે છે. વળી પદાર્થોની ગતિ અને સ્થિરતાના કારણરૂપ અવકાશ, સમય અને અન્ય વસ્તુઓનું પણ આપણને ભાન થાય છે.

ધાર્મિક સિદ્ધાન્તોને વસ્તુતઃ ચેતન પ્રાણીઓ સાથે જ

લાગેવળગે છે આથી આપણે વિશ્વના સરલ ભાગો જ પાડીએ એ ભાગો નીચે મુજબ પડી શકે —

દ્રવ્ય

ચેતનવ ત [જીવ] ચેતનરહિત [અજીવ]

ચેતનારહિત દ્રવ્યો—જડ પદાર્થોના વિભાગ હવે પછી કરીશુ

જે દ્રવ્યથી પ્રાણીઓમા ચૈતન્ય ગણાય છે અને જે દ્રવ્યને પરિણામે અ તરબુદ્ધિ, સાવધાનતા, સુખ–દુ ખની લાગણી વિગેરે પરિણમે છે તેના અસ્તિત્વનો સ્વીકાર વિજ્ઞાનશાસ્ત્ર સામાન્ય રીતે કરતુ નથી આથી એ દ્રવ્યના અસ્તિત્વ માટે કઇક પ્રમાણ આવશ્યક છે

દરેક પ્રમાણનો ઉદ્ભવ કોઇ સ્વય સિદ્ધ વસ્તુમાથી થાય છે સ્વય સિદ્ધ બાબતોને કશાયે પૂરાવાની જરૂર રહેતી નથી ચેતનાયુક્ત દ્રવ્યનુ અસ્તિત્વ જે સત્ય વસ્તુથી સિદ્ધ થઇ શકે છે તે જ સત્ય વસ્તુથી જડ વસ્તુમા ગતિ નથી એમ સાબીત થાય છે જડ પદાર્થોની ગતિમા ગમે તેવુ આંદોલન હોય પણ તેથી તેમા ચેતન છે એમ કહી શકાય નહીં સ્નાયુઓનુ કપન કે મસ્તિષ્કના અણુઓનુ આંદોલન એમા ગમે તેવી ગતિ હોય તો તે વસ્તુત ચેતનનુ કારણ છે જડ વસ્તુના આંદોલન તેમજ જડ વસ્તુની કોઇપણ ક્રિયા કરતા સ્વરૂપ અને પ્રમાણની દૃષ્ટિએ ચેતના વિભિન્ન છે

આ સત્ય વસ્તુનું જ્ઞાન ન હોય તેણે જડ પદાર્થની ગતિ અને ચેતનાના કાર્યના દૃષ્ટાંતોની વિચારાત્મક દૃષ્ટિએ તુલના કરવી, જેથી આ વસ્તુ બરોબર સમજી શકાશે. એક દાખલો લઇએ. ઘડીયાળનું લોલક કોઇ મનુષ્ય ચલાવે અને લોલક એની મેળે ચાલે એ બન્ને ઉપલક દૃષ્ટિએ એક જ ક્રિયા લાગે છે. ખરી રીતે જોતાં બન્ને ક્રિયામાં ભેદ છેઃ પહેલું કાર્ય ચેતનનું કાર્ય છે, બીજી જડ વસ્તુની ક્રિયા છે. પહેલા કાર્યમાં ચેતનની સાવધાની છે, બીજામાં જડ પદાર્થનું આંદોલન છે. જો આ બન્ને દૃષ્ટાન્તોની વિચારપુર.સર તુલના કરવામાં આવે તો બન્ને સત્ય વસ્તુઓના પ્રકાર એકમેકથી ભિન્ન છે એમ દેખી–સમજી શકાશે. મસ્તિષ્કના અણુઓનું આંદોલન નીરખી શકવાનું સંપૂર્ણ પરિજ્ઞાન હોય તો આપણી એ નિરીક્ષણ શક્તિનું કાર્ય અને અણુઓની ગતિનું કાર્ય એ બન્ને જૂદાં જૂદાં કાર્યો છે એવો સ્પષ્ટ ભાસ થશે. અણુઓનું આદોલન એક પ્રકારની ક્રિયા છે, એ આંદોલન સમયે જ ચાલતું ચેતનાનું કાર્ય એક જુદા જ સ્વરૂપની ક્રિયા છે. લોલકનું હલનચલન અને પરમાણુઓનું આંદોલન એ બન્ને અનુક્રમે લોલક અને પરમાણુઓની ક્રિયા છે. આ ક્રિયાઓ સંબંધી આપણું જ્ઞાન [ કે ચેતના ] લોલક કે પરમાણુઓમાં નથી.

ચેતના એક ગુણ છે. ગુણોનું અસ્તિત્વ દ્રવ્યથી પર હોતું નથી આથી જડ વસ્તુને ગતિમાન કરતાં પણ તેથી જુદાં એવાં કોઇ દ્રવ્યનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. સ્વયં ક્રિયાશીલ અને લાગણીપ્રધાન આ ચેતના દ્રવ્ય અસ્પષ્ટ

અને અદૃશ્ય છે, પણ તેના અસ્તિત્વના ચિન્હો બીજી વસ્તુઓમા માલુમ પડે છે તેના અસ્તિત્વનો સાક્ષાત્કાર જાતે પણ થઇ શકે છે દરેક પ્રાણી સ્વય ક્રિયા શીલતા, જ્ઞાનશકિત, વિવિધ પ્રકારની વૃત્તિઓ આદિનો અનુભવ કરે જ છે

મનુષ્યો, પશુ, પખીઓ, નિશાચરો તેમજ દેવો એ બધા ચેતન પ્રાણીઓ છે એ સર્વમા દ્રષ્ટિગોચરતા, જ્ઞાનશક્તિ, સ્પર્શજ્ઞેયતા, ગતિ, સ્વય ક્રિયાશીલતા તેમજ વૃત્તિપ્રાધાન્ય માલુમ પડે છે કે કલ્પનીય છે? આ સર્વ ગુણોના નીચે મુજબ બે ભાગ થઇ શકે —

(૧) દ્રષ્ટિગોચરતા, સ્પર્શજ્ઞેયતા અને ગતિ

(૨) સ્વય ક્રિયાશીલતા, જ્ઞાનશક્તિ અને વૃત્તિ

ઉપરોકત ૬ ગુણો પૈકી છેવટના ત્રણ ગુણોનો આવિર્ભાવ અચેતન–જડ વસ્તુમા થતો નથી ચેતન પ્રાણીઓ આત્મા અને શરીરરૂપ ભિન્ન પ્રકારના દ્રવ્યોના મિશ્રિત દ્રવ્યો છે એમ આથી સિદ્ધ થાય છે

શરીર એ પરમાણુઓનો વિશાળ સમૂહ હોવાથી એક વસ્તુ–પદાર્થ છે શરીરમા પરમાણુઓ આવે છે ને જાય છે આત્મા એક સજાતીય દ્રવ્ય છે તે કોઇ વિવિધ પ્રકારના અશો–દ્રવ્યોથી બનેલ મિશ્ર દ્રવ્ય નથી એના કોઇ ભાગ પડી શકતા નથી આત્માના ગુણો શરીરના પરમાણુઓ માફક જતા–આવતા નથી વળી આત્મા સ્વયમેવ શાશ્વત છે તેની

કોઇ કાળે ઉત્પત્તિ થતી નથી. એક આત્મા બીજા આત્મામાં કદાપિ ઓતપ્રોત થતો નથી. વૃત્તિઓ, જ્ઞાનશકિત અને સ્વયં-ક્રિયાશીલતાનો સમૂહ તેમજ એ ત્રણે ગુણોના પર્યાયો મળીને એક વિભિન્ન-વ્યક્તિગત આત્મા બને છે. દરેક આત્મસમૂહ આવા પર્યાયયુક્ત અન્ય આત્મ-સમૂહોથી વિભિન્ન છે. આત્માના આ ગુણો અમિશ્ર છે. તેમનું નિરસન થતું નથી. તેઓ એક બીજાથી છુટા પડતા નથી. આસક્તિ (સંલગ્નતા) ના અંશની દ્રષ્ટિએ તેમનામાં પરિ-વર્તન થતું નથી. માત્ર પર્યાયો રૂપે જ તેમનામાં અવિરત પરિવર્તન થતું રહે છે.

મનુષ્યો, દેવો આદિ સ્વરૂપે જીવ-દ્રવ્યના ઉપરોક્ત દૃષ્ટાન્તો જીવની અવિશુદ્ધ દશાના છે. અશુદ્ધ આત્માઓમાં દૃશ્ય અને સ્પર્શવેદ્ય જડ વસ્તુઓ અત્યંત સૂક્ષ્મ રીતે સાહજિક અદ્રશ્ય આત્મા સાથે સંલગ્ન બને છે. કોઇ રંગ કે રંગીન પદાર્થ નાખવાથી પાણી જેમ રંગીન બને છે તે પ્રમાણે જડ વસ્તુઓના કર્મના સંયોગથી આત્મા એક દૃષ્ટિએ વિચારતાં દૃશ્ય બને છે. શુદ્ધ પાણી જેમ રંગ રહિત છે તેમ આત્મા વિશુદ્ધ દશામાં અદૃશ્ય છે.

આ પ્રમાણે આત્મારૂપી પ્રથમ દ્રવ્યનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. આત્મા કોઈ વ્યક્તિગત વિરાટ સ્વરૂપયુક્ત અને સર્વવ્યાપી આત્મા નથી. આત્મદ્રવ્ય એ અન્યોઅન્ય ભિન્નભિન્ન અવરોધક આત્માઓનો સમૂહ છે.

હવે આપણે અચેતન દ્રવ્યના વિભાગોનો વિચાર કરીએ

## અચેતન દ્રવ્ય

જડતા—અચેતનતા એ નીચેની સત્ય વસ્તુઓની સર્વ સામાન્ય વિશિષ્ટતા છે જે સત્ય વસ્તુઓ જડ છે તેના પાચ પ્રકાર છે એ પ્રકારો આ રહ્યા —

(૧) જડ વસ્તુઓ–પદાર્થો (પુદ્ગલાસ્તિકાય)

(૨) અવકાશ (આકાશાસ્તિકાય)

(૩) ગતિને આલબનરૂપ સૂક્ષ્મ પદાર્થ (ધર્માસ્તિકાય)

(૪) ગતિને અવરોધક અને વિરામ ને આલબનરૂપ અન્ય સૂક્ષ્મ પદાર્થ (અધર્માસ્તિકાય)

(૫) સમય (કાળ)

સમયને લાક્ષણિક કે આલકારિક અર્થમા જ દ્રવ્ય કહેવાય છે ઉપરોકત પાચે અચેતન દ્રવ્યોમા વૃત્તિઓ, જ્ઞાનશક્તિ આદિનુ અસ્તિત્વ નથી

## જડ પદાર્થો

પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર અને રસાયણશાસ્ત્રમાથી જડ વસ્તુઓ સબધી સારૂ જ્ઞાન મળી શકે છે પદાર્થોનો અતિમ લઘુતમ (નાનામા નાનો) અવિભાજ્ય અશ જેને પરમાણુ કહે છે તે અત્રે દ્રવ્ય તરીકે સ્થાન ભોગવે છે પદાર્થ માત્ર પરમાણુઓના બને છે પરમાણુ બીજી કોઇ

વસ્તુ કે અંશોથી બનતો નથી. પરમાણુ એ નાનામાં નાનો અવિભાજ્ય અંશ છે. જૈનોની માન્યતા મુજબ પરમાણુઓ અત્યંત સૂક્ષ્મ છે. આધુનિક રસાયણશાસ્ત્રમાં પરમાણુઓ સંબંધી જે પ્રકાશ પાડવામાં આવ્યો છે તે જોતાં તેનાં કરતાં જૈન દર્શન મુજબ પરમાણુઓ સૂક્ષ્મતર છે. આધુનિક વિજ્ઞાને માની લીધેલ પરમાણુમાં જૈન દર્શનથી સ્વીકૃત થતા પરમાણુ કરતાં સ્થૂલતા વિશેષ છે. આધુનિક વિજ્ઞાનના પરમાણુમાં જૈન દ્રષ્ટિએ વિચારતાં પરમાણુઓની સંખ્યા અનંત હોય છે, એટલે કે જૈન દર્શનથી વિચારતાં આધુનિકવિજ્ઞાને માનેલ પરમાણુ એ છેવટનો અવિભાજ્ય અંશ નથી જ.

## ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય (બે સૂક્ષ્મ દ્રવ્યો.)

ઉપર જે સૂક્ષ્મ દ્રવ્યોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે જૈન દ્દષ્ટિબિન્દુથી જોતાં કોઇ સ્થૂળ પદાર્થ નથી. સ્થૂળ પદાર્થ માત્રને અનેક ગુણો હોય છે. પદાર્થો વચ્ચે વિવિધ પ્રકારનો સંબંધ પણ હોય છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય જે બન્ને સૂક્ષ્મ દ્રવ્યો છે તેમાં સ્થૂળ પદાર્થના કોઇ ગુણ નથી. સંબંધ કે અન્વયની દ્રષ્ટિથી વિચારતા પણ આ બન્ને દ્રવ્યો કોઇ સ્થૂળ પદાર્થ નથી એમ કહી શકાય.* જૈન ફિલસુફી જ આ બન્ને દ્રવ્યોનો સ્વીકાર કરે છે. ગતિમાન વસ્તુઓ અને પ્રાણીઓની ગતિ અને સ્થિર થતા પદાર્થો અને પ્રાણીઓનાં સ્થૈર્યમાં તેઓ

*Asiatic Quarterly, July 1900, Pp 148.

અનુક્રમે સલગ્ન કારણ-હેતુરૂપ હોય છે પદાર્થો અને પ્રાણીઓની ગતિ તથા સ્થૈર્ય માટે આ હેતુઓની અનિવાર્ય આવશ્યકતા છે

## અવકાશ

અવકાશ એ બીજા દ્રવ્યોને પોતાની અંદર સમાવાનુ કાર્ય કરે છે તેને કોઈ પૂરક વસ્તુની જરૂર રહેતી નથી અવકાશનુ સ્વરૂપ એવુ છે કે પૂરક વસ્તુની જરૂર જ ન રહે અવકાશ એ સત્ય વસ્તુ છે, પણ તે પદાર્થ (પુદ્ગલ) નથી

## સમય

સમય એ બીજા પાચ દ્રવ્યો માફક અવિભાજ્ય અને અવિચ્છેદ અંશોનો સમૂહ નથી માત્ર અનુકૂળતાને ખાતર જ સમયને દ્રવ્ય કહેવાય છે વસ્તુત તે દ્રવ્ય કલ્પનાત્મક છે સમયથી કોઈ વસ્તુ કે પ્રાણીમા થતા પરિવર્તન (પર્યાય) થી આપણે જે તે વસ્તુ કે પ્રાણીની પ્રથમતા કે ઉત્તરતા જાણી શકીએ છીએ આવુ પરિવર્તન બીજા સર્વ પદાર્થો (દ્રવ્યો) ને સર્વસામાન્ય છે સમય આ પ્રમાણે ખરી રીતે પદાર્થની જુદી જુદી સ્થિતિઓનો કાળ છે

## દ્રવ્યની વ્યાખ્યા

જે જે ભિન્ન ભિન્ન દ્રવ્યોનુ વિશ્વ બનેલુ છે તેનો વિચાર કર્યા પછી હવે આપણે દ્રવ્યની વ્યાખ્યા ઉપર આવીએ દ્રવ્યની આ વ્યાખ્યા એવી હોવી જોઇએ કે

તેમા ઇન્દ્રિઓથી દૃશ્ય તેમજ સ્પર્શવેદ્ય પદાર્થો (જડ વસ્તુઓ) અને ઇન્દ્રિઓથી અજ્ઞેય આધ્યાત્મિક દ્રવ્ય (આત્મા) નો પણ સમાવેશ થઇ શકે.

દરેક પદાર્થોની ચાર જુદી જુદી રીતે નિરીક્ષા થઇ શકે. આથી આ ચારે દ્રષ્ટિબિન્દુથી દ્રવ્યની વ્યાખ્યા આપવી યુક્ત છે. દ્રવ્યની આ રીતે વ્યાખ્યા આપવી એ યથાર્થ રીતે શક્ય નથી; માત્ર વિચારની દ્રષ્ટિએ જ તે શક્ય છે

વ્યાખ્યા પહેલી—સમય, અવકાશ અને પર્યાયોનું ન્યૂનાધિકત્વ (ભિન્નભાવ) જેમાં એકત્ર રીતે સંલગ્ન બને છે તેને દ્રવ્ય કહે છે. વસ્તુનાં શાશ્વત સ્વરૂપનાં દ્રષ્ટિબિન્દુ (દ્રવ્યાર્થિક નય) થી આ વ્યાખ્યા આપવામાં આવી છે. કોઇ પણ પદાર્થના સમૂહના પરમાણુઓ (લઘુતમ અંશો) ની સંખ્યા પરત્વે મતભેદ હોવા છતાં પદાર્થના સમૂહમાં તો એકતા પ્રવર્તે છે. દાખલા તરીકે–ચેતના યુક્ત વ્યક્તિઓનું પરસ્પર સામ્ય હોતું નથી, આમ છતાં એ સર્વમાં આત્મત્વનો જે સમૂહ છે તે એક જ દ્રવ્ય છે.

વ્યાખ્યા બીજી—દ્રવ્ય એ ગુણો અને પર્યાયોનું અધિકરણ છે. વસ્તુની સ્થિતિ એટલે તેનાં પરિવર્તમાન સ્વરૂપ (પર્યાયાર્થિક નય) નાં દ્રષ્ટિબિન્દુથી આ વ્યાખ્યા ઘટાવી શકાય.ગુણો ફેરફાર વિના કાયમ રહી દ્રવ્ય સાથે સંલગ્ન રહે છે. પર્યાયો એક પછી એક થયા કરે છે. માટીના અમુક અંશને સર્વદા આકાર તો હોય છે, પણ એ આકાર હંમેશા એક જ હોતો નથી. માટીનો એ અંશ કદાપિ

આકાર રહિત બનતો નથી આકાર એ નિશ્ચિત ગુણ છે તે કોઇ વાર ગોળ તો કોઇ વાર ચોરસ પણ હોઇ શકે આકારના એ પર્યાયો છે

વ્યાખ્યા ત્રીજી—ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતા એ ગુણો જેમા છે તે દ્રવ્ય છે પૂર્વોક્ત બે દૃષ્ટિબિન્દુઓ એકત્ર કરતા આ વ્યાખ્યા નિષ્પન્ન થાય છે અસ્તિત્વની નવીન રીતનો ઉદ્ભવ થતા તેની પૂર્વની અવસ્થાનો નાશ થાય છે, દ્રવ્ય માત્ર કાયમ રહે છે એક ઘરનો નાશ થતા કચરાનો ઢગ ઉત્પન્ન થાય છે (અસ્તિત્વમા આવે છે) પણ ઘરની ઇંટો વિગેરે તો તે જ રહે છે* દ્રવ્યનો નાશ થતો નથી કે તેની ઉત્પત્તિ પણ નથી થતી દ્રવ્યના અસ્તિત્વની જુદી જુદી રીતિઓ જ ઉદ્ભવે છે અને એ રીતિઓનો જ નાશ હોઇ શકે છે દ્રવ્યના વિભાગો વચ્ચેના પરસ્પર સબધોની ઉત્પત્તિઓ થાય છે કે એ સબધોનો નાશ પણ થાય છે છેટલા દ્રષ્ટાન્તમા આ વસ્તુ સ્પષ્ટતાથી માલુમ પડી શકે છે

વ્યાખ્યા ચોથી—ખાસ કાર્ય કરે તે દ્રવ્ય એ દ્રવ્યની ચોથી વ્યાખ્યા છે આ વ્યાખ્યા એક સામાન્ય દ્રષ્ટિબિન્દુ છે ખાસ દ્રવ્યનેજ તે લાગુ પડી શકે છે

દ્રવ્યની ઉપરોક્ત દરેક વ્યાખ્યા આત્મા (આધ્યાત્મિક

*આ દૃષ્ટાન્ત સત્ય છે એને ઉલટાવવાથી બનતુ દ્રષ્ટાન્ત પણ સત્ય છે ઉલટાવેલુ દ્રષ્ટાન્ત આ પ્રમાણે હોય "કચરાનો ઢગ ઉત્પન્ન થતા ઘરનો નાશ થાય છે

દ્રવ્ય) તેમજ દરેક જડ વસ્તુઓને લાગુ પડી શકે છે. હવે આપણે દ્રવ્યના સ્વરૂપોનો વિચાર કરીએ.

## દ્રવ્યનાં સ્વરૂપો

તમામ દ્રવ્યોમાં બે પ્રકારનાં સ્વરૂપ માલમ પડે છે. અસ્તિત્વ ધરાવતી કોઇ પણ ગુણધર્મ–વિશિષ્ટ અને સત્ય વસ્તુ ( કે પ્રાણી ) ની વિચારણા સામાન્ય કે વિશિષ્ટ રીતે જ થઇ શકે. આ છેલ્લાં કથનનો સાર એ છે કે, એક વસ્તુઓનાં સ્વરૂપો બીજી વસ્તુઓની દ્રષ્ટિએ સર્વસામાન્ય હોય છે. વસ્તુઓનો આ સામાન્ય સ્વભાવ છે. એ ઉપરાંત પ્રત્યેક વસ્તુને પોતાનું ખાસ સ્વરૂપ (વિશેષ સ્વભાવ) પણ હોય છે. દા. ત. આ પુસ્તક બીજી જડ વસ્તુઓની માફક એક જડ પદાર્થ છે. આમ પુસ્તક અને બીજી ભૌતિક વસ્તુઓનું, જડતાની દ્રષ્ટિએ સામાન્ય સ્વરૂપ છે એ ઉપરાંત પુસ્તક એ કાગળ રૂપે એક વિશિષ્ટ દ્રવ્ય છે. પુસ્તકનું આ રીતે વિશિષ્ટ સ્વરૂપ છે.

'ફક્ત પદાર્થ' 'કોઇ વસ્તુ કે દ્રવ્ય જ' એમ સામાન્ય રીતે જૈન સિદ્ધાન્ત અનુસાર બોલી શકાય નહિ. જૈન સિદ્ધાન્તમાં આ શબ્દોને સામાન્ય રીતે સ્થાન નથી. આનું કારણ એ છે કે જ્યાં જ્યાં જડ પદાર્થ (પુદ્ગલ) છે ત્યાં ત્યાં એ પદાર્થ અમુક પ્રકારનો તો છે જ. દા. ત. કાગળ–કાગળ તે કાગળ છે, તે પત્થર હોઇ શકે નહિ. વળી જ્યાં જ્યાં દ્રવ્ય છે ત્યાં ત્યાં એ દ્રવ્ય અમુક પ્રકારનું હોય છે એમ પણ ખરૂં. પુદ્ગલ અમુક પ્રકારનું દ્રવ્ય છે અને એ રીતે આ મંતવ્યનું સમર્થન થાય છે.

દ્રવ્યના સામાન્ય સ્વરૂપો પૈકી એક અસ્તિત્વ અને બીજુ જ્ઞેયત્વ (પ્રમેયત્વ) છે કાન્ટની ફીલ્સુફીમા દ્રવ્યના પ્રમેયત્વ-સ્વરૂપને સ્થાન જ નથી અને એ રીતે કાન્ટનુ તત્ત્વજ્ઞાન જૈન દર્શનથી જુદુ પડે છે દ્રવ્યમા પ્રમેયત્વ છે—વસ્તુઓ જ્ઞેય છે એમ જૈન ધર્મ માને છે

દ્રવ્યના સામાન્ય સ્વરૂપો શાશ્વત છે સામાન્ય સ્વરૂપોનુ પૃથક્કરણ થઇ શકે નહિ બધા દ્રવ્યોના સર્વ-સામાન્ય સ્વરૂપો નીચે પ્રમાણે છે —

(૧) શાશ્વતપણુ, અનુત્પાદ્યતા અને અવિનાશિતા ( નિત્ય સામાન્ય સ્વભાવ )

દ્રવ્યના આ સ્વરૂપો એક અર્થમા જ ઘટાવી શકાય છે તેમના એકથી વધારે અર્થો ઘટાવી શકાતા નથી

(૨) વિનાશિતા (અનિત્ય સામાન્ય સ્વભાવ) દા ત સુવર્ણનો વીંટીરૂપે નાશ થાય છે, પણ તે કોઇ વસ્તુરૂપે (સોના રૂપે) કોઇ સ્થળે સદાકાળ છે જ વીંટીના નાશમા બીજો નાશવાળો અર્થ ઘટાવતા દ્રવ્યનો વિનાશ પરિણમે છે દ્રવ્યની વિનાશિતાનુ સ્વરૂપ ઘટાવી શકાય છે

(૩) એકતા (એકત્વ)

(૪) અનેકતા (અનેકત્વ)

(૫) ભેદત્વ (પરસ્પર ભિન્નતા)

(૬) અભેદત્વ (અભિન્નતા)

સર્વજ્ઞતાની દ્રષ્ટિએ વસ્તુના સામાન્ય સ્વરૂપો અનત છે

દ્રવ્યનાં વિશિષ્ટ સ્વરૂપોમાં ચેતના પણ છે. ચેતના એ ચેતન દ્રવ્ય (જીવ) નું લાક્ષણિક રૂપ છે. આકાર હોવો એ બીજું વિશિષ્ટ સ્વરૂપ છે અને તે પુદ્ગલની એક વિશિષ્ટતા છે. આ જ પ્રમાણે બીજી વસ્તુઓને સમાવવી-ધારણ કરવી એ અવકાશનું વિશિષ્ટ સ્વરૂપ છે. સર્વજ્ઞત્વની દ્રષ્ટિએ વિચારતાં દ્રવ્યનાં વિશિષ્ટ સ્વરૂપો, તેના સામાન્ય સ્વરૂપોની માફક અનંત છે.

દરેક વસ્તુને આમ પોતાનાં વિશિષ્ટ તેમજ બીજી વસ્તુઓ જેવાં સામાન્ય સ્વરૂપો હોય છે. હવે આપણે દ્રવ્યને જાણવાની રીતો કે દ્રવ્યના નયો વિષે વિચાર કરીએ. જ્ઞાત વસ્તુમાંથી અજ્ઞાત વસ્તુ પ્રત્યે પ્રયાણ કરવું એ તત્ત્વજ્ઞાનનો એક પ્રદેશ છે.* જૈન તત્ત્વજ્ઞાનની શૈલી, વિચારણા પૃથક્કરણ અને સંયોગીકરણની છે.

પૃથક્કરણ ભાવ—અગાઉ મનની જે દશા વર્તે છે તેનું નામ વિચારણા. વિચારણાની દશા સૌથી પૂર્વગામી છે. તેમાં કોઇ વસ્તુ કે ભાવનું અનિશ્ચિત પણ અનુભવસિદ્ધ જ્ઞાન એક જુદા જ વિષય તરીકે થાય છે. આ દશા પછી પૃથક્કરણ ભાવ ઉપયુક્ત બને છે. વિશ્વની સત્ય વસ્તુઓ સાથે એકતા એ જ ખરી વિચારણા એવું ઘણા તત્ત્વજ્ઞાની-ઓનું મંતવ્ય છે. પૃથક્કરણ ભાવ એટલે મૂળતત્ત્વશોધનનો ઉપયોગ વિચારણાની દશા બાદ અત્યંત આવશ્યક છે.

---

* એશીયાટીક કવોર્ટર્લી, જુલાઈ ૧૯૦૦, પૃષ્ઠ ૧૪૨, તત્ત્વાર્થાધિગમ સૂત્ર ૧-૧૫, જર્મન ઓફ જર્મન ઓરીયેન્ટલ સોસાયટી, વોલ્યુમ ૬૦ પૃષ્ઠ ૨૯૫.

મૂળતત્ત્વ શોધનનુ કાર્ય વિચારણા પછી શરૂ થાય છે મૂળતત્ત્વશોધન એટલે જ્ઞેય વસ્તુના વિભાગો, તત્ત્વો, ગુણો કે દ્રષ્ટિબિન્દુઓનુ પૃથક્કરણ

સ યોગીકરણ એ સર્વથી છેલ્લુ છે તેમા વિચારણા અને પૃથક્કરણથી પ્રાપ્ત કરેલ અનિશ્ચિત જ્ઞાનમા વિશેષ તત્ત્વનુ શોધન થઇ વિવિધ પ્રકારના દ્રષ્ટિબિન્દુઓથી સ બ ધ યુક્ત એકતા થાય છે

હવે વસ્તુની વિવિધ દ્રષ્ટિએ વિચારણા (નયવાદ) શરૂ થાય છે

## વસ્તુના દષ્ટિબિન્દુઓની વિચારણા

વસ્તુના દ્રષ્ટિબિન્દુઓની વિચારણા એટલે વસ્તુને જાણવાની જુદી જુદી રીતો આ વિષય ફર્સ્ટ પ્રીન્સિપ્સ ઓફ ધી જૈન ફીલોસોફી નામના પ એચ એલ ઝવેરી કૃત પુસ્તકમા કઇક વિસ્તારથી આપવામા આવ્યો છે મજ કુર પુસ્તકનુ મૂલ્ય ૧ શીલીંગ ૪ પેન્સ છે અને તે જૈન પબ્લીશીંગ હાઉસ ( આરાહ, યુ પી ) કેલ્યુઆક ક પની (લ ડન) માથી ઉપલબ્ધ થઇ શકે છે

કોઇ વસ્તુ કે ભાવનુ પૃથક્કરણ કરવામા તેના વિવિધ દ્રષ્ટિબિન્દુઓની વિચારણા થાય છે

એક વસ્તુના અસ ખ્ય ગુણો પૈકી એક જ ગુણનો વિચાર કરતા બાકીના ગુણોનો અસ્વીકાર ન જ

થઇ શકે. વસ્તુનાં દ્રષ્ટિબિન્દુઓનાં બે પ્રકાર છે—શાશ્વત દ્રષ્ટિબિન્દુઓ અને વિનાશી દ્રષ્ટિબિન્દુઓ. દા. ત. આ પુસ્તકને પુસ્તકરૂપે ગણતાં તે વિનાશી છે. તે અસ્તિત્વમાં આવ્યું છે અને (વિનાશી હોવાથી) અસ્તિત્વ રહિત થશે, પણ પુસ્તકની જડ વસ્તુના પરમાણુઓ તરીકે ગણના કરતાં તે વિનાશી નથી. જડ વસ્તુઓના પરમાણુઓ તરીકે તે અવિનાશી-શાશ્વત છે. પુસ્તક રૂપી જડ પદાર્થના પરમાણુઓ કોઇ કાળે પણ અસ્તિત્વમાં આવ્યાં નથી. એ પરમાણુઓ કોઇ કાળે પણ અસ્તિત્વશૂન્ય બનશે એ અશક્ય જ છે. એક દ્રષ્ટિબિન્દુથી એટલે દ્રવ્યાર્થિકનયથી વિચારતાં વિશ્વ અનાદિ તેમજ અનંત છે. પર્યાયાર્થિક નયનાં બીજાં દ્રષ્ટિબિન્દુથી વિચાર કરતાં વિશ્વમાં દરેક ક્ષણે ઉત્પત્તિ અને વિનાશ થયા જ કરે છે. મૂળતત્ત્વશોધનમાં આ બન્ને દૃષ્ટિબિન્દુઓ માલુમ પડે છે.

સંયોગીકરણ એ મૂળતત્ત્વશોધનનું અનુગામી છે અને તેથી કોઇ વસ્તુને વ્યક્ત કરવાની ભિન્નભિન્ન રીતિઓનો ઉપક્રમ શરૂ થાય છે. વસ્તુને વ્યકત કરવાની જુદી જુદી રીતિઓ તેનું નામ સ્યાદ્વાદ છે. સ્યાદ્વાદ એટલે વસ્તુના અવિભિન્ન મિશ્રિત ગુણો અને સંબંધોને નિર્મૂળ ન કરવાનો સિદ્ધાન્ત. સ્યાદ્વાદના સિદ્ધાન્તમાં વસ્તુમાં અભિન્ન રીતે મિશ્રિત થયેલા ગુણો (અને સંબંધો) કાયમ જ રહે છે.

## વસ્તુ વ્યંજનના પ્રકાર (સ્યાદ્વાદ)

સંયોગીકરણ એટલે વસ્તુના સ્વરૂપોને એકત્ર કરીને મૂકવા તે વસ્તુના દરેક શકય સ્વરૂપનું અભેદ્ય સંયોજન કરવામાં સત્ય રહેલું છે એવો સાક્ષાત્કાર વિચાર પૂર્વક સંયોગીકરણથી થાય છે વસ્તુના યથાર્થ સત્ય કથન (વક્તવ્ય) માટે તેના આવિષ્કાર (વ્યંજન) ની સાતે રીતિઓનો સ્વીકાર અનિવાર્ય છે આથી કોઈ વસ્તુ વિષયક આવિષ્કાર કેમ કરવો તે યથાયોગ્ય રીતે સમજી શકાય છે વસ્તુ–વ્યંજનના આ પ્રકારોને સ્યાદ્વાદ કહે છે સ્યાદ્વાદ એ એક મહત્ત્વપૂર્ણ વિષય છે જૈન તત્ત્વજ્ઞાનમાં જ એ સિદ્ધાન્તને સ્થાન મળ્યું છે બીજા કોઈના તત્ત્વજ્ઞાનમાં એ સિદ્ધાન્ત માલુમ પડતો નથી સ્યાદ્વાદ એટલે વસ્તુના વિભાગો, તત્ત્વો, ગુણો અને દ્રષ્ટિબિન્દુઓનો અભેદ્યતા યુક્ત સિદ્ધાન્ત સ્યાદ્વાદ એ વસ્તુને સંયોગીકરણની દ્રષ્ટિએ જાણવા કે વ્યક્ત કરવાની રીતિ છે

વસ્તુનું અસ્તિત્વ અને અનસ્તિત્વ વ્યકત કરવાના સાત પ્રકાર છે આ સાતે પ્રકારોને પરસ્પર સંબંધ છે દરેક પ્રકારમાં બીજા પ્રકારો માની લેવામાં આવે છે દરેક પ્રકારમાં અન્ય સર્વ પ્રકારોનો સમાવેશ થઈ જાય છે ફલિતાર્થની દ્રષ્ટિએ એક પ્રકારમાં બાકીના પ્રકારોનું નિદર્શન થાય છે આ સાતે પ્રકારોનો સ્વીકાર કરતા અને એ રીતે સત્ય બોલતા કોઈ પણ મનુષ્યને ઉન્માર્ગે લઈ જવાય છે, એવું કોઈ રીતે સંભાવ્ય નથી સ્યાદ્વાદનો સિદ્ધાન્ત

સંબોધિત મનુષ્યને કોઈ રીતે ખોટી દોરવણી કરતો નથી. એમાં કોઇ પણ વસ્તુનાં યથાર્થ સત્ય કથન માટે જે તે કથન 'સ્યાત્' ક્રિયાવિશેષણથી શરૂ થાય છે. વસ્તુના યથાર્થ વક્તવ્ય માટે બીજી છ ગર્ભિત રીતિઓ છે એવું આ ખાસ ક્રિયાવિશેષણથી સૂચિત થાય છે. દા. ત. આપણે માટી નથી એ નકારાત્મક કથન 'આપણે અમર–આત્મા' છીએ એવાં નિશ્ચયાત્મક કથનની દ્રષ્ટિએ અર્થસિદ્ધ છે. વસ્તુ–વ્યંજનના ૭ પ્રકારોમાં એક નિશ્ચિત કથન હોય છે અને એથી ગર્ભિત બીજા છ પ્રકારો અર્થસિદ્ધ બને છે. એક વસ્તુના અનેક ગુણોનું નિવેદન એક જ કથન (વાક્ય)માં થઇ શકે નહિ. જે કથનથી વસ્તુના એક ગુણનું વિધાન થાય છે તેથી અન્ય સર્વ ગુણોનું ગર્ભિત રીતે નિદર્શન થાય છે.

## હેતુભાવ (કારણત્વ)

જીવનનો આનંદ જીવન–કલહ પછી આવે છે એમ શ્રી વીરચંદભાઇ ગાંધીએ કહ્યું છે. જીવનના આ આનંદમાં મનુષ્ય વિચારોથી ઓતપ્રોત બને એ સંભવનીય છે. વિચારો–મનન એ તત્ત્વજ્ઞાનનો ગતિમાન આત્મા (સવિશેષ ભાગ) છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વિચાર કરતાં શરૂઆતમાં વિશ્વનાં આદિકારણ (મૂળ) નું સંશોધન કરવાની વૃત્તિ ઉદ્ભવે છે. આ સ્થિતિમાં કારણત્વના નિયમો સ્થાપિત કરવાના મનોરથો જાગે છે અને એની સિદ્ધિ અર્થે યથાયોગ્ય પ્રયત્નો થાય છે. પૃથક્કરણ દ્રષ્ટિથી કેટલાક વિચારો કર્યા

પછી ઘણા મનુષ્યો કોઈ પ્રાણી કે સજાતીય દ્રવ્યને ઇષ્ટ તરીકે કલ્પી લઈ પ્રવતમાન (ચાલુ) વિચારોથી પરાવૃત થાય છે આ રીતે જેઓ વચમા જ અટકી પડે છે તેઓ ઇષ્ટરૂપ માની લીધેલ વસ્તુને વિશ્વના આદિકારણ કે મૂળરૂપ માને છે તત્ત્વજ્ઞાન યુક્ત વિચારસરણીના આ પ્રાર ભિક પ્રયત્નોમા સત્ય વસ્તુની સિદ્ધિના બે દ્રષ્ટિબિન્દુઓ (દ્રવ્યાથિક નય અને પર્યાયાર્થિક નય) નીરખી શકાય છે વિશ્વની ઉત્પત્તિ ( કોઈ કાળે ) થયાનુ માની લેવામા દ્રવ્યાર્થિક નયનુ પ્રથમ દ્રષ્ટિબિન્દુ તરવરે છે મૂળ ( આદ્ય ) ચેતન કે દ્રવ્યને ઉત્પત્તિ જ ન હોવાની માન્યતા સત્ય વસ્તુની સિદ્ધિનુ બીજુ દ્રષ્ટિબિન્દુ આપણી સમક્ષ રજુ કરે છે આ પ્રાર ભિક તત્ત્વજ્ઞાનોમા આદિદ્રવ્ય કે મૂળ પ્રાણીના સબ ધમા કોઇ પણ કારણ કે નિષ્પત્તિ સ્થાન આપવામા આવતુ નથી *

તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વધુ વિચાર કરતા, આ બન્ને દ્રષ્ટિ બિન્દુઓનો સત્ય વસ્તુની પ્રાપ્તિ નિમિત્તે સત્ય ઉપયોગ થઇ શકે આ ઉપયોગ એક ભિન્ન અર્થમા જ શકય છે આધુનિક જગતને જ એક દ્રષ્ટિબિન્દુથી ઘટાવવુ અને મૂળ કે પ્રથમ કારણ રૂપે સ્થાપિત કરેલ દ્રવ્ય કે પ્રાણીની જ બીજા દ્રષ્ટિ બિન્દુથી નિરીક્ષા કરવી એવુ પૂર્ણ ( પરિપકવ) તત્ત્વજ્ઞાનમા બની શકે નહિ બન્ને દૃષ્ટિથી કોઈ સત્ય વસ્તુ તરફ સર્વદા ગમન થઇ શકે છે એવો પૂર્ણ તત્ત્વજ્ઞાનનો સ્પષ્ટ નિર્દેશ છે ભૂતકાલીન, વર્તમાન કે ભાવિ કોઇ પણ સત્ય વસ્તુની

* Asiatic Quarterly Review, July 1900, Pp 141.

નિરીક્ષા આ બન્ને રીતે થઈ શકે. દૃશ્યનાં સ્વરૂપમાં આ વિષે ઉલ્લેખ થઇ ગયો છે.

ભૂતકાળમાં જેનું અસ્તિત્વ હતું, હાલમાં જે વિદ્યમાન છે અને ભવિષ્યમાં જેનું અસ્તિત્વ થશે તે સર્વનું ચેતન પ્રાણી કે જડ વસ્તુ તરીકે વર્ગીકરણ કરવામાં આવ્યું છે. ઉત્પત્તિ વિનાશ અને શાશ્વતપણું જેમાં હોય તે ચેતન કે જડ એવી ચેતન તેમજ જડ પદાર્થની વ્યાખ્યા છે. પુદ્ગલ, અવકાશ, કાળ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને દરેક વ્યક્તિગત આત્માને શાશ્વત ગણી સત્ય વસ્તુને ઉત્પત્તિ જ ન હોવાનું દૃષ્ટિબિન્દુ જૈનદર્શન ગ્રહણ કરે છે. શાશ્વત સાધનોને ઉત્પત્તિ જ ન હોય એવી જૈન તત્ત્વજ્ઞાનની સ્પષ્ટ માન્યતા છે. કોઈ એક જ જીવ કે મૂળ દ્રવ્યના સંબંધમાં જ જૈન ધર્મની આ પ્રકારની માન્યતા નથી. સર્વ જીવો અને દ્રવ્યના સંબંધમાં જૈન મંતવ્ય એ જ છે.

"જગત્ આદિની ઉત્પત્તિનાં દૃષ્ટિબિન્દુ સાથે જ શાશ્વત જગત્‌ને હેતુભાવ કે મૂળ કારણ કેમ હોઇ શકે?" એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. દરેક પ્રાણી કે વસ્તુનાં પ્રત્યેક પરાવર્ત્તનનું સ્વરૂપ એવું છે કે, પરાવર્ત્તનનાં દરેક સ્વરૂપને સમય અને કારણ રૂપે ઉત્પત્તિ હોય છે જ, એવો મજકુર પ્રશ્નનો જવાબ આપી શકાય. આ મંતવ્ય વર્તમાન જગતની પ્રત્યેક વસ્તુ તેમજ ભૂતકાલીન અને ભાવી દરેક વસ્તુ અને પ્રાણીને લાગુ પડી શકે છે. જડ પદાર્થના અંતિમ પરમાણુઓ અને પ્રત્યેક આત્માના ગુણોમાં નિત્ય પરાવર્ત્તન થતું રહે છે. જડ વસ્તુઓ

અને ચેતન પ્રાણીઓમા આ પ્રમાણે પરિવર્તનો નિત્ય થયા કરે છે એ તેમના પર્યાય–સ્વરૂપ છે વિવિધ વસ્તુઓ તેમજ પ્રાણીઓ વચ્ચેના સ બ ધમા પણ પર્યાયોની નિષ્પત્તિ થાય છે આથી નૂતન વસ્તુઓ અને નવીન પ્રાણીઓનુ અસ્તિત્વ અવિરત રીતે થયા કરે છે શાશ્વત વિશ્વમા તેના પર્યાયોની ઉત્પત્તિ આ પ્રમાણે થાય છે પર્વત ઉપરનો બરફ પીગળીને પાણી થતા પાણીનો ઉદ્ભવ થાય છે પાણીના એ ઉદ્ભવથી બરફનો નાશ થાય છે આમ છતા એના ઓક્સીજન અને હા ઇડ્રોજન તત્ત્વો કાયમ રહે છે એક બે વધુ દૃષ્ટાન્તો લઈએ મીજબાની પૂરી થતા નૃત્ય શરૂ થાય એ નૃત્યનુ મૂળ છે નૃત્યનુ અસ્તિત્વ થતા મીજબાનીનુ અસ્તિત્વ ચાલ્યુ જાય છે મીજબાનીનો લાભ લેનારાઓ નૃત્યનો લાભ પણ લે છે ફેર એટલો જ કે તેમના વચ્ચેનો સ બ ધ નવીન પ્રકારનો થાય છે નિહારિકા અત્ય ત શીત બનતા તેમાથી (સૂર્યમાળા બને તો) સૂર્યમાળાનો ઉદ્ભવ થાય છે અને નિહારિકાનો નાશ પરિણમે છે આમ છતા સામ્યદ્રવ્યનુ અસ્તિત્વ તો રહે છે જ

આ બધા પરિવર્તનો કેમ થાય છે એનો વિચાર કરવો ઘટે છે આથી આપણે હેતુભાવ વિષે કઈક જાણુ વાનો પ્રયત્ન કરીએ

હેતુભાવ એ બે જુદી વસ્તુઓ કે એક સજાતીય વસ્તુના બે દૃષ્ટિબિન્દુઓ વચ્ચેનો સ બ ધ છે

હિમ પીગળે છે કારણ કે સૂર્ય ઉષ્ણ છે. આમાં સૂર્ય અને પીગળતાં હિમ વચ્ચે કારણ–સંબંધ છે. હિમ અને પાણી વચ્ચેનો સંબંધ પણ કારણ–સંબંધ છે. આથી હિમ પાણીના કારણરૂપ છે એ સહજ સમજી શકાશે.

સૂર્યની ઉષ્ણતાથી હિમ પાણીરૂપે પરિણમે છે, એમાં બે પ્રકારનાં કારણો છેઃ—(૧) હિમ જે મુખ્ય કારણ છે; (૨) સુર્ય એ કાર્યને માટે સાધનરૂપ, પ્રાસંગિક કે નિર્ણયોત્પાદક કારણ બને છે.

પહેલું કે મહત્ત્વનું કારણ જેને ઉપાદાન કારણ કહે છે તેનું પૂર્વસ્થિતિ સાથે સામ્ય રહે છે. નિર્ણયોત્પાદક કારણ ( નિમિત્ત કારણ ) એ હંમેશાં જુદી જ વસ્તુ હોય છે. નિમિત્ત અને ઉપાદાન કારણો કદાપિ એક હોઇ શકે નહિ.

કોઈ પણ વસ્તુ કે દ્રવ્ય અને તેનાં આવિષ્કરણો ( સ્વરૂપો ) નાં મહત્ત્વનાં ( મુખ્ય ) કારણોમાં પરિણામ તેમજ કારણ વસ્તુતઃ એક જ (અભિન્ન) હોય છે. આત્માનાં મૂળ મહત્ત્વના કારણ અને આત્માની પૂર્વસ્થિતિ વચ્ચે એકતા જ હોય. પાણીનું વાસ્તવિક કારણ પાણીની પૂર્વ સ્થિતિ–બરફ છે એ આપણે હમણા જ જોયું.

જૈન તત્ત્વજ્ઞાનનો હેતુભાવનો નિયમ દરેક ક્રિયા માટે બે કારણોનો સ્વીકાર કરે છે. દરેક ક્રિયામાં આ બન્ને કારણો એક સરખાં આવશ્યક છે. દરેક કાર્યમાં તેમનું એક

સરખુ અસ્તિત્વ હોય છે વળી પ્રત્યેક ક્રિયામા તેમની વસ્તુતા ( સત્યતા ) પણુ સમપ્રમાણુમા જ હોય છે નિર્ણુ ચકારક કારણુ અન્ય વસ્તુની રચનામા કારણુભૂત બને છે આ બીજી વસ્તુ પ્રતિક્રિયામા–વિરોધી કાય કરવામા–સક્રિય બને છે આ એક મહત્ત્વનો મુદ્દો હોવાથી તે સમજવા માટે ઘડીઆળનુ દ્રષ્ટાન્ત જરૂરનુ છે ઘડીઆળ જોતા જ આપણે તેના બનાવનાર અને ઘડીઆળના ધાતુરૂપ જુદા જુદા ભાગોની ચર્ચા કરીએ છીએ, ઘડીઆળ બનાવનાર અને ઘડીઆળના ગુણુ–દોષ કાઢીએ છીએ ઘડીઆળીના હાથમા ધાતુના કકડાઓ પ્રતિક્રિયાશીલ બની નવીન સ્વ રૂપ ધારણુ કરે છે તેમના અન્યોઅન્ય સબધમા પણુ પરિવર્તન થાય છે જે કકડાઓ ઘડીઆળરૂપ ન હતા તે ઘડીઆળરૂપ બને છે જો કોઇ પ્રાણી ( દેહધારી ) કોઇ રીતે અન્ય પ્રાણીની ઉત્પત્તિ કરે તો નવીન પ્રાણી અને તેનો કર્તા અગાઉ પણુ અસ્તિત્વમા હતા જ એવી પ્રતીતિ થઇ શકે છે પિતા કે ગુરૂના દ્રષ્ટાન્તો ઉપરથી આ સત્ય વસ્તુ બોધગમ્ય થશે પુણ્યશાળી કે પાપી દરેક દેહધારી મનુષ્ય પોતાની અમલ સ્થિતિ પ્રાપ્ત કરવા મથે છે ભૂત કાળમા અસ્તિત્વ ધરાવતા દષ્ટિબિંદુથી વિચારતા, જો તે વસ્તુ ( કોઇ પણુ વસ્તુ ) ઉત્પન્ન થતી જ નથી એમ કહી શકાય પૂર્વનુ શરીર છોડીને કોઇ ગર્ભમા બાળકો આવે છે અને એ રીતે બાળકની ઉત્પત્તિ નથી અધિક શુ ?

વસ્તુની ઉત્પત્તિ અને તેના હેતુભાવ વિષયક અનિશ્ચિત વિચારો, નિર્મળ અને નિશ્ચિત બુદ્ધિયુક્ત

વિચારોરૂપે આ પ્રમાણે પરિણમે છે. વિચારોનો આ નિશ્ચિત વિકાસ અત્યંત લાભદાયી છે.

આપણે વિચારવાના વિષયનો પ્રથમ ખંડ પૂરો થયો. વિશ્વને પાંચ વિભિન્ન દ્રવ્યો ( સત્ય વસ્તુઓ ) નાં તંત્ર (રચના) રૂપે આપણે જોયું. આ પાંચ દ્રવ્યો પૈકી પુદ્ગલ અને આધ્યાત્મિક દ્રવ્ય (આત્મદ્રવ્ય) એ બે દ્રવ્યો અનંત લઘુતમ અને સંબંધયુક્ત અંશોનો સમૂહ છે. એ દરેક અંશમાં અભેદ્ય મિશ્રતાયુક્ત ગુણો છે. ભૌતિક તેમજ આત્મ-દ્રવ્યના આ અંશો શાશ્વત છે. માત્ર તેમના પારસ્પરિક સંબંધોમાં જ નિત્ય પરિવર્તન થયા કરે છે. વિશ્વનાં તત્ત્વો પોતાના ગુણોના પર્યાયોનાં શાશ્વત પરિવર્તનમાં અવિરત રીતે ક્રિયાશીલ હોય છે. વિશ્વ આ પ્રમાણે એક સજાતીય દ્રવ્ય કે એક વ્યક્તિ–આત્મા નથી. વિશ્વમાં એક વિરાટ્ આત્મા સર્વત્ર પ્રવર્ત્તે છે અને તે અનેક આત્માઓ રૂપે વિભિન્ન બને છે એમ પણ માની શકાય નહિ. જ્ઞાન એ અંતિમ ભૂમિકા છે. વિશ્વના શેષ ભાગ અને પોતાના આત્મા વચ્ચે સામ્ય ન હોવાનું દરેક વ્યક્તિ–આત્માને સામાન્યતઃ જ્ઞાન હોય છે. પ્રત્યેક આત્મામાં અન્ય આત્માઓ તેમજ વસ્તુઓનું અન-સ્તિત્વ હોવાનું સર્વ આત્માઓનું સાહજિક સ્વરૂપ છે, એવું આત્માનું અધઃપતન કરનારાં તત્ત્વોથી સર્વથા મુકત થયેલા સર્વજ્ઞ ભગવંતોનું સ્પષ્ટ કથન છે. એક આત્મા બીજો આત્મા ન જ બની શકે એવો સર્વજ્ઞોનો પરમ બોધ છે. વળી આ વિશ્વ આત્મારહિત કોઈ યંત્રક્રિયા નથી. કોઇ પ્રાણીએ ( પર-મેશ્વરે ) તેની શૂન્યમાંથી ઉત્પત્તિ કરી છે એમ પણ નથી.

મનુષ્ય વિશ્વનો એક ભાગ છે અને ધર્મ–સિદ્ધાન્તની દ્રષ્ટિએ તેનુ મહત્ત્વ વિશેષ છે આથી હવે પછીના પ્રક–રણમા મનુષ્યની વસ્તુસ્થિતિ (સદ્યસ્થિતિ) અને સભાવ્ય સ્થિતિ સબધી વિવેચન કરવામા આવ્યુ છે મનુષ્યની સભાવ્ય ઉત્કૃષ્ટ સ્થિતિ (મોક્ષમાર્ગ) ના ઉપાયોનુ પણ તેમા નિદર્શન કરવામા આવ્યુ છે

## પ્રકરણ ત્રીજુ.

### મનુષ્યની સદ્યસ્થિતિ (વર્તમાન સ્થિતિ)

મનુષ્ય એટલે કોઇ પણ માનવ પ્રાણી આ પ્રકરણમા મનુષ્ય સબધી મુખ્યત્વે વિચારણા કરવામા આવી છે આમ છતા તેમા પ્રતિપાદિત કરવામા આવેલો સિદ્ધાન્ત મનુષ્યોને તેમજ સર્વ પ્રકારના અન્ય ચેતન પ્રાણીઓને લાગુ પડે છે આ સિદ્ધાન્ત વનસ્પતિ, પશુ–પક્ષીઓ, જીવ જતુઓ, નિશાચરો, દેવો અને બીજા કોઇ પણ સ્વરૂપવાળા પ્રાણીને એક સરખો જ લાગુ પાડી શકાય છે

મનુષ્ય માત્ર એક જ અશથી બનેલ પ્રાણી નથી તે આત્મા સાથે જડ વસ્તુના મિશ્રણરૂપ છે મનુષ્યની સદ્યસ્થિતિ આ મિશ્રણનુ પરિણામ છે મનુષ્યની સભવનીયતા ઉત્કૃષ્ટ સ્થિતિના દ્રષ્ટિબિન્દુથી મનુષ્યનુ વર્તમાન જીવન વિભાવિક (બીનકુદરતી) છે

આત્માનુ ભૌતિક પદાર્થો સાથે આ પ્રમાણે જે મિશ્રણ થયેલુ છે તે કોઇ સાદુ મિશ્રણ નથી એ મિશ્રણ એવુ નથી

કે તેનાં તત્ત્વો કોઇ સરલ યંત્ર–ક્રિયાથી છૂટાં પડી શકે. આત્મા અને જડ વસ્તુઓનું મિશ્રણ અત્યંત સૂક્ષ્મ સ્વરૂપનું છે. આથી બન્ને તત્ત્વો બહુ જ મુશ્કેલીથી છૂટા પડી શકે છે. આ તત્ત્વો શાસ્ત્રીય રીતે વિભિન્ન કરવાની કોઇની ઇચ્છા થાય તો એ ઇચ્છાનો સક્રિય અમલ કરવો એ કાંઇ સહેલું કામ નથી. એ તો બહુ દુર્ઘટ કાર્ય છે. દરેક વ્યક્તિ પોતે જ જડ વસ્તુઓ સાથે મિશ્રિત થયેલા પોતાના આત્માને શાસ્ત્રીય રીતે જડ વસ્તુઓથી તદ્દન છૂટો કરી શકે. આત્મા અને જડ વસ્તુઓનાં મિશ્રણનું પૃથક્કરણ–કાર્ય અન્ય કોઇ આત્માથી કે હિંસાથી શક્ય નથી. ચેતના કે જ્ઞાન એ આત્માનું વિશિષ્ટ સ્વરૂપ છે. જડ પદાર્થમાં ચેતના હોતી નથી, તેમા તો આકર્ષણ અને વિકર્ષણ–પ્રત્યાઘાત–શક્તિ રહેલ છે. આત્મા અને ભૌતિક તત્ત્વનાં મિશ્રણથી નિષ્પન્ન થતો દેહધારી વિશિષ્ટ સ્વરૂપોની દ્રષ્ટિએ છેક ભિન્ન છે. એ દેહધારીમાં જડ વસ્તુની પ્રાકૃતિક આકર્ષણ અને પ્રત્યાઘાત–શકિત અનુક્રમે મોહ અને અપ્રીતિ ( તિરસ્કાર ભાવ ) રૂપે પરિણમે છે. અપ્રીતિભાવ, ક્રોધ અને અભિમાનનું રૂપ પકડે છે. મોહમાથી લોભવૃત્તિ અને કાપટ્યભાવનો ઉદ્ભવ થાય છે. આત્મતત્ત્વની સત્તા ( મિશ્રણમાં ) વિશેષ પ્રમાણમા હોય તો દેહધારીમાં અજ્ઞાન અને સંશયવૃત્તિ સ્વલ્પ પ્રમાણમા હોય છે. મિશ્રણમાં ભૌ.તક તત્ત્વનાં પ્રાધાન્ય સાથે અજ્ઞાન, ક્રોધ અને લોભવૃત્તિનું પ્રાધાન્ય જાગે છે.

આ પ્રમાણે આત્માનું ભૌતિક પદાર્થ સાથે મિશ્રણ થવાથી વિવિધ પ્રકારના કર્મોરૂપ શક્તિઓ ઉત્પન્ન થાય

છે આત્મા અને આ કર્મ–શક્તિઓનો સમૂહ ( કુલ સરવાળો ) એટલે કોઈ મનુષ્ય કે અન્ય કોઈ સસારી પ્રાણી કર્મરૂપ શક્તિઓની વિચારણા, તેમના સ્વરૂપ ( પ્રકૃતિ ), સમયકાળ ( સ્થિતિ ), અતિશયત્વ ( અનુભાગ ), સમૂહ (પ્રદેશ) અને ઉત્પત્તિની દ્રષ્ટિએ થઇ શકે કર્મ–શક્તિનો આતર–પ્રવાહ કેમ અટકાવી શકાય અને કુદરતી સમય અગાઉ કર્મથી મુક્તિ કેમ થઈ શકે એનો વિચાર પણ કર્મ–શક્તિના નિરીક્ષણપૂર્વક અભ્યાસમા અત્યત આવશ્યક છે કર્મોના એકદર આઠ પ્રકાર છે સ્વરૂપ અને કાર્યની દ્રષ્ટિએ તેમના કુલ્લે ૧૫૮ વિભાગ પડી શકે છે દરેક કર્મની પ્રકૃતિ (સ્વરૂપ) બીજા કર્મોની પ્રકૃતિઓ કરતા સર્વથા ભિન્ન હોય છે

કર્મોના ઉપરોક્ત વિભાગોનુ વર્ગીકરણ કરવા અગાઉ દ્રષ્ટિબિન્દુમા પરિવર્ત્તનની જરૂર છે આ દ્રષ્ટિબિન્દુનો ઉપક્રમ કરતા મી જી ટી લૅડના પુસ્તકમા* આપેલા કેટલાક વિચારો ઉપયોગી થઇ પડશે

મી લૅડ સત્યવસ્તુ વિષયક પોતાના વિચારો પ્રદર્શિત કરતા જણાવે છે કે–" જે વિચારો અને શક્તિઓ અતર જ્ઞાનપૂર્વક–સ્વકીય (પોતાના) ન હોય તેમના અસ્તિત્વ (પ્રત્યક્ષતા) નો સ્વકીય વિદ્યમાનતામા સ્વીકાર કરવાને મનુષ્યો કેવા તત્પર હોય છે ? મનુષ્ય બહુધા કોઇ અન્ય પ્રાણીની કૃતિ છે મનુષ્યમા અત્યત પ્રવેશ ( આવિર્ભાવ ) કરવા છતા આ અન્ય પ્રાણી અને મનુષ્ય વચ્ચે એકતા ( સામ્ય ) હોવાનુ મનાતુ–ગણાતુ નથી

* Theory of Reality Pp 307

આત્મા અને ભૌતિક દ્રવ્યનાં મિશ્રણથી માનવ પ્રાણી એક અંશરૂપે નિષ્પન્ન થાય છે, એવી વિચારસરણીથી આપણું દ્રષ્ટિબિન્દુ હવે બદલાય છે. મનુષ્યની દેહધારી આત્મા—અશુદ્ધ આત્મદ્રવ્ય તરીકે એ દ્રષ્ટિએ ગણના થઈ શકે છે.

હવે કર્મની આઠે પ્રકૃતિઓનો વિચાર કરીએ. વિશુદ્ધ આત્મા માટે આ સર્વ પ્રકૃતિઓ અસાહજિક (બીનકુદરતી) છે.*

## ૧ જ્ઞાનાવરણીય કર્મ.

આ કર્મ કર્મોનો પ્રથમ પ્રકાર છે. જ્ઞાનનું આવરણ કરવું એ તેનું સ્વરૂપ છે.

જ્ઞાન એ આત્માનું વસ્તુતત્ત્વ છે. ચેતના, જ્ઞાન અને આત્મા એ બહુધા (બહુ અંશે) એક જ વસ્તુઓ છે. જ્ઞાન એ ચેતન પ્રાણીની નિશ્ચય—દશા છે. ગુરૂ, ભાષા, જ્ઞાત વસ્તુ કે તેનું આલેખન (દર્શન) એ જ્ઞાનનાં સાધન—કારણો છે. વસ્તુતઃ વિચારતાં કોઈ ગુરુ જ્ઞાનના પ્રદાતા હોઈ શકે નહિ. જ્ઞાનનો મનુષ્યમાં વિકાસ થઈ શકે એ માટે ગુરુ એક સાધન—કારણરૂપ છે. આત્મા એ જ્ઞાનનું મુખ્ય કારણ છે કોઇ પણ વસ્તુ તેના ગુણોનું કારણ છે એ અર્થમાં આત્મા જ્ઞાનના કારણરૂપ છે. જ્ઞાનનો સ્વયમેવ વિકાસ થવો જોઇએ. આત્મામાં બહારથી જ્ઞાનનું નિધાન થઇ

* આ વિષયનું સિદ્ધમતવિવરણ તત્ત્વાર્થાધિગમસૂત્ર (જર્મન આવૃત્તિ ૮–૫)માં આપવામાં આવ્યું છે પૃષ્ઠ ૫૨૯. લેખક—

શકતુ નથી આથી શિષ્ય યથાયોગ્ય સ્થિતિમા ન હોય ત્યા સુધી ગુરુના શબ્દો ( શિક્ષણ )થી જ્ઞાનની નિષ્પત્તિ થતી નથી

જ્ઞાનના પાચ પ્રકારો છે એ જ પ્રમાણે જ્ઞાનનુ આવરણ કરનારી પાચ કર્મ–શક્તિઓ છે

(૧) કોઇ પણ શક્તિ કે ક્રિયા જેથી ઇન્દ્રિય જ્ઞાનનુ અને મનનુ આવરણ થાય છે ( મતિજ્ઞાનાવરણીય કર્મપ્રકૃતિ)

(૨) અક્ષરો તથા ચિહ્નોના અર્થબોધથી ઉપલબ્ધ થતા જ્ઞાનનુ આવરણ કરનાર કર્મ ( શ્રુતજ્ઞાનાવરણીય કમ )

શબ્દો એ ભાવો ( વિચારો )ના ચિહ્નરૂપ છે કૂતરો તેનો માલીક હાથવતી ઇસારો કરે છે એટલે માલીક પાસે જવુ જોઇએ એમ તે સમજી જાય છે માલીકનો ઇસારો માત્ર જોવાથી માલીકની ઇચ્છાનુ કૂતરાને નિરૂપણ થાય છે

(૩) જેથી આધ્યાત્મિક રૂપી પદાર્થોના જ્ઞાનનુ આવરણ થાય તે કર્મ ( અવધિજ્ઞાનાવરણીય કર્મ )

ઇન્દ્રિઓ રૂપી સાધનના ઉપયોગ કે સ્પર્શ વિના આત્માથી ભૌતિક રૂપી વસ્તુઓનુ જે પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેને અવધિજ્ઞાન કહે છે અવધિજ્ઞાનમા અતીન્દ્રિય દર્શનનો સમાવેશ થઇ જાય છે

(૪) અન્યના મન પર્યાયો જાણવાના જ્ઞાનનુ આવરણ કરનાર કર્મ તે જ્ઞાનાવરણીય કર્મની ચોથી પ્રકૃતિ છે એને મન પર્યવજ્ઞાનાવરણીય કમ કહે છે બીજાના મનના વિચારો કે ભાવોનુ જ્ઞાન તે મન પયવજ્ઞાન છે

(૫) અનંત રૂપી અને અરૂપી પદાર્થોનાં જ્ઞાનનું જે કર્મપ્રકૃતિથી આવરણ થાય છે તે જ્ઞાનાવરણીય કર્મની પાંચમી પ્રકૃતિ છે. તેને કેવળજ્ઞાનાવરણીય કર્મ કહે છે. અનંતજ્ઞાન એટલે સર્વજ્ઞપણું—કેવલજ્ઞાન.

અવધિજ્ઞાન, મન.પર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એ ચિત્ત અને ઇન્દ્રિઓના ઉપયોગ ( વ્યાપાર ) વિના પ્રત્યક્ષ સ્વરૂપમાં ઉપલબ્ધ થઇ શકે છે.

જ્ઞાનાવરણીય કર્મની પાંચ પ્રકૃતિઓ આપણે જોઇ. જ્ઞાનના પાંચ પ્રકાર છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિ-જ્ઞાનના સત્યતા અને અસત્યતાની દ્રષ્ટિએ બબ્બે પ્રકાર છે. આ રીતે વિચારતાં જ્ઞાનના એકંદર આઠ પ્રકારો છે. મતિ-જ્ઞાન આદિના બબ્બે પ્રકાર સત્ય મતિજ્ઞાન, મતિઅજ્ઞાન આદિ સમજી લેવા.

ઇન્દ્રિઓદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવામાં ( મતિજ્ઞાનમાં ) કર્ણ, હસ્ત આદિ ઇન્દ્રિઓને બાહ્ય વસ્તુનાં આંદોલનો સાથે સંસર્ગમાં મૂકવામાં આવે છે. આથી જે તે ઇન્દ્રિયમા એક પ્રકારનો આવેશભાવ ઉત્પન્ન થાય છે. ઇન્દ્રિઓના આ પ્રકારના આવેશભાવ—ઉત્તેજના વૃત્તિને વ્યંજનાવગ્રહ કહે છે. વ્યંજનાવગ્રહ પછી ચિત્તમાં પણ ઉત્તેજના—ભાવ પરિણમે છે. ચિત્તના આ ભાવને અર્થાવગ્રહ કહે છે. અર્થાવગ્રહ બાદ વસ્તુ શું છે? એવો પ્રશ્ન પૂછવાની સ્થિ-તિમાં આંતરજ્ઞાનવૃત્તિ મૂકાય છે. જે વસ્તુનું જ્ઞાન થયું હોય તેનો નિર્દેશ પ્રશ્નથી થાય છે.

પ્રથમમા ઇન્દ્રિયના આવેશ-ભાવ સબધી ઉલ્લેખ હોતો નથી ભૂતકાળમા જોયેલી કોઇ પણ વસ્તુનુ માનસિક ચિત્ર આલેખતા ચિત્ત પણ આ દશામાથી પસાર થાય એ સભવનીય છે જો ચિત્તને આવી દશા પ્રાપ્ત થાય તો વસ્તુ શુ હતી? એવો પ્રશ્ન (ચિત્તથી) ઉપસ્થિત થાય છે ચિત્ત પોતે બાહ્ય પદાર્થો સાથે સસર્ગમા આવતુ નથી માન્યતા અને મતભેદોનુ અતરજ્ઞાન, મતિજ્ઞાનમા આગળ વધતા થાય છે મતિજ્ઞાનની આ સ્થિતિને 'ઇહા' કહે છે ચિત્તને વસ્તુ એક પ્રકારનુ શકાશીલ વિચારણા વાળુ જ્ઞાન તે 'ઇહા' આ દશા પછી વસ્તુ શુ છે (કે શુ નથી?) એનો નિર્ણય કરવાની સ્થિતિ પ્રાપ્ત થાય છે આ સ્થિતિને 'અપાય' કહે છે વસ્તુને સ્મરણમા રાખવાની દશા-જેમા પ્રાપ્ત કરેલુ જ્ઞાન ચાલુ રહે છે એ દશા-મતિજ્ઞાનની અતિમ સ્થિતિ છે મતિજ્ઞાનની આ અતિમ દશાને 'ધારણા' કહે છે આ નવા જ્ઞાનથી જીવનમા પરિવર્તન થવાની શક્યતા રહે છે

ઇન્દ્રિઓથી ઉપલબ્ધ થતા જ્ઞાન (મતિજ્ઞાન)ના ઉપર પ્રમાણે ક્રમો છે મતિજ્ઞાનની સિદ્ધિમા અતરાયરૂપ થતી કર્મપ્રકૃતિને મતિજ્ઞાનાવરણીય કર્મ કહે છે

જ્યારે કર્મોરૂપ અપ્રાકૃતિક ક્રિયાઓ મદતર બધ પડે છે ત્યારે જ આત્માના આતર-ગુણો ખરા સ્વરૂપમા આવી સક્રિય બને છે જ્ઞાનનુ આવરણ કરનાર અપ્રાકૃતિક કર્મોના નિવારણથી વિવેકબુદ્ધિ, સ્મરણશક્તિ, નિરીક્ષણ શક્તિ આદિ પરિણમે છે નૈતિક દુર્ગુણોનુ નિરસન થતા

બુદ્ધિનું શુદ્ધ સ્થાન પ્રત્યે વહન થવું એ મનુષ્યનો સ્વભાવ છે. *

## ૨ દર્શનાવરણીય કર્મ.

જે કર્મથી આત્માનું સામાન્ય જ્ઞાન અશુદ્ધ બને તે દર્શનાવરણીય કર્મ છે.

જ્ઞાનનું વિવેચન કરતાં જ્ઞાન એટલે વ્યાપક જ્ઞાન એમ આપણે સમજી લીધું હતું. આપણે કોઇ વસ્તુનું વિસ્તૃત સ્વરૂપમાં જ્ઞાન પ્રાપ્ત કરીએ તે પહેલાં તેનું સામાન્ય જ્ઞાન આપણને થાય છે. વસ્તુનાં વિસ્તૃત જ્ઞાન પહેલાની આ એક સ્થિતિ છે. આપણે બહુ તો વસ્તુને જોઇએ છીએ કે તે વિષે કંઇ સાંભળીએ છીએ. આ સ્થિતિમાં તેના પ્રકાર કે રહસ્ય સંબંધી આપણે ઉંડા ઉતરતા નથી. આથી વસ્તુનું સ્વરૂપ આપણે યથાર્થ રીતે જાણતા હોતા નથી. વસ્તુ વિષયક આપણું જ્ઞાન આમ સંકુચિત હોય છે. અમુક વસ્તુ અમુક વર્ગની છે કે તે અમુક પ્રાણી ( દા. ત. ઘોડો ) છે એટલું જ આપણે જાણી શકીએ છીએ. વસ્તુની વિશિષ્ટતાઓનું આપણને વ્યાપક સ્વરૂપમાં જ્ઞાન હોતું નથી. આપણે એ પ્રકારની વિશિષ્ટતાઓની વિશેષ વિગતો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યા સિવાય વસ્તુનું સામાન્ય જ્ઞાન તો જરૂર મેળવી શકીએ. આ જ્ઞાનની પ્રથમ કક્ષા છે. તેમાં અનિશ્ચિત રીતે અનુભવસિદ્ધ જ્ઞાન થાય છે. વિસ્તા-

* Asiatic Quarterly Review, Page 143 July 1900.

રના અભાવયુક્ત આ જ્ઞાનને સામાન્યજ્ઞાન કહે છે આ દશાનો અનુભવ ન કરનારને વસ્તુનું વિશેષ જ્ઞાન હોઇ શકે નહિ

જ્ઞાનની આ પ્રથમ દશાનું આવરણ કરનારી કર્મપ્રકૃતિ એ દર્શનાવરણીય કર્મનો બીજો પ્રકાર છે નિદ્રા, તન્દ્રા વિગેરે સ્થિતિઓ જેમાં ઇન્દ્રિઓ કાર્ય કરતી નથી અને જ્ઞાનની પ્રથમ દશા ( ઇન્દ્રિઓદ્વારા જ્ઞાનપ્રાપ્તિ ) નો નિરોધ થાય છે, તે દર્શનાવરણીય કર્મની દ્વિતીય પ્રકૃતિને અનુરૂપ સ્થિતિઓ છે આરોગ્ય અને સુખની પ્રાપ્તિ અર્થે નિદ્રા ખાસ આવશ્યક નથી એવો જૈનશાસ્ત્રોનો બોધ છે નિદ્રાથી શાશ્વત સર્વજ્ઞપણું પ્રાપ્ત ન જ થઇ શકે એવી જૈનધર્મની દૃઢ માન્યતા છે

અવધિજ્ઞાનનો અર્થાત્ રૂપી પદાર્થોના આધ્યાત્મિક જ્ઞાનની દશાનો જે કર્મથી નિરોધ થાય છે તે કર્મનો પણ આ કર્મમાં સમાવેશ થઇ જાય છે

## ૩ વેદનીય કર્મ

જે કર્મ-સત્તાથી આપણને સુખ કે દુઃખ થાય છે તેને વેદનીય કર્મ કહે છે ક્રોધ, ભય, કામ-વૃત્તિ, વિષયવાસના આદિ વૃત્તિઓથી સુખ અને દુઃખના ભાવોની રાગ-દ્વેષપૂર્વક જુદી જ રીતે ગણના થઇ શકે અને સુખ-દુઃખનો અર્થ [illegible] કરિએ છીએ છે, અને એ રીતે આત્માને અવરોધ એમ ન થાય તેટલા તે જરૂર બાધક નથી આત્માને બાધક કર્મ-પ્રકૃતિને વેદનીયઅઘાતીનું કહે છે સુખ-દુઃખ, ક્રોધ ભય આદિના ભાવો સાથે જોડતા

કરવાથી આપણે વચ્ચોવચ્ચ અટકી પડીએ છીએ, અને એ ભાવોનું ઉત્પાદન કરનાર વસ્તુના સંબંધમાં આપણા વિચારો ચાલુ રહેતા નથી. સિદ્ધપદની સ્થિતિમાં સુખ કે દુઃખ કશુંયે હોતું નથી અને એ રીતે બન્ને પ્રકારના ભાવો વિશુદ્ધ આત્મા માટે અપ્રાકૃતિક છે. સુખ એ શુદ્ધ આત્માનો સ્વભાવ છે. સુખ ચેતના સાથે સંલગ્ન રહે છે. દુઃખ અને દુઃખનું ભાન મનુષ્ય તેમજ ઇતર પ્રાણીઓને થાય છે. દુ:ખનાં અંતરજ્ઞાન અને દુ:ખ વચ્ચે ભિન્નતા છે.

## ૪ મોહનીય કર્મ.

જે કર્મથી આપણે પ્રમત્ત બનીએ તેને મોહનીય કર્મ કહે છે. મોહનીય કર્મની જે પ્રકૃતિને કારણે આપણે સત્ય અને અસત્ય તત્ત્વજ્ઞાન વચ્ચેનો ભેદ સમજી શકતા નથી તે દર્શનમોહનીય કર્મ છે. જે કર્મ–પ્રકૃતિથી સત્ય વર્તનમાં નિરોધ થાય છે તેને ચારિત્રમોહનીય કર્મ કહે છે.

આ પ્રમાણે મોહનીય કર્મના બે પ્રકારો છે. પહેલી પ્રકૃતિ તત્ત્વજ્ઞાનના સત્યનો આનન્દપૂર્વક અનુભવ અને સાક્ષાત્કાર કરવાની શક્તિનું આવરણ કરે છે. બીજી પ્રકૃતિની સત્તાથી ત્યાગમય સત્ય વર્ત્તન અશકય બને એવી સ્થિતિમાં આપણે મૂકાઇએ છીએ. નૈતિક શિથિલાચાર ( માનસિક અસ્વચ્છતા )નું પ્રભુત્વ અને સત્યનાં આચરણનો અભાવ એ બન્ને આ બીજી પ્રકૃતિની દશા છે. સત્ય વર્તન એટલે સત્ય ( યથાયોગ્ય ) હોવાની પ્રતીતિથી

કરેલુ ત્યાગમય વર્ત્તન એવો અર્થ અત્રે સમજવાનો છે મોહનીય કર્મની પ્રથમ પ્રકૃતિના ત્રણ ક્રમો (પેટા વિભાગો) છે

(૧) સત્ય તત્ત્વનુ નિરૂપણુ થયા છતા સત્ય તત્ત્વમા મનુષ્યને બીલકુલ શ્રદ્ધા ન થાય એ મોહનીય કર્મનો પ્રથમ ક્રમ છે આ ક્રમની સત્તાને કારણે મનુષ્ય ઉપર ભ્રમણાનુ અધિરાજ્ય સ પૂર્ણ રીતે પ્રવર્ત્તે છે અસત્ય તે સત્ય તત્ત્વ અને સત્ય તે અસત્ય તત્ત્વ તરીકે તેને ભાસે છે ભ્રમણા (મોહ દશા) માથી જાગૃત કરવાનો ધમ તેમજ તત્ત્વજ્ઞાનનો એક ઉદ્દેશ છે જ્યારે મનુષ્ય સત્ય તત્ત્વ જાણ્યા છતાયે અસત્ય સ્વીકારે છે ત્યારે તેની વાણી અને વિચારો વચ્ચે મેળ ખાતો નથી, વાણી અને વિચારોમા એકતા હોતી નથી, પણ જ્યારે મનુષ્ય ભ્રમિતદશામા હોય ત્યારે વાણી અને વિચારોનો કેટલીક વાર મેળ ખાય છે તેની વાણીમા અસત્ય સ ભવનીય છે એ વાણી મોહદશાના પરિણામરૂપ કથન હોય છે મોહતત્ત્વોથી વિમુક્ત થયેલુ મોહક જ્ઞાન તે જૈનધર્મની દ્રષ્ટિએ સત્યનુ પરિમાણ છે ભ્રમિતસ્થિતિમા આપણી ભ્રમણાનુ આપણને જ્ઞાન હોતુ નથી ભ્રમણાનુ જ્ઞાન હોય તો આપણે ભ્રમિતસ્થિતિમા ન હોઈએ ભ્રમિત-દશાનુ જ્ઞાન હોય તો આપણી દશા જ્ઞાનની હોય ભ્રમિત ભાવ ન જ હોય ત્યારે આપણામા ભ્રમિતપણુ નથી એ આપણે જાણીએ છીએ, અને ભ્રમિતદશામાથી જાગૃત થઈને ભ્રમિત નથી એમ જાણવાની સ્થિતિમા મૂકવા માટે આપણે નૈતિક દુર્ગુણોનુ નિવારણ કરવુ ઘટે છે ખાસ કરીને આજીવન ઉગ્ર ક્રોધ, લાલવૃત્તિ વિગેરે તો નિર્મૂળ કરવા જ જોઈએ

ઉપરોક્ત પ્રથમ ક્રમને મિથ્યાત્વમોહનીય કર્મ કહે છે.

(૨) બીજા ક્રમને મિશ્રમોહનીય કર્મ કહે છે. સત્યને સત્ય તરીકે માન્યા પછી તે વિષે શંકા થાય એવી સ્થિતિમાં આપણે આ કર્મથી મૂકાઇએ છીએ. આપણને પ્રમત્ત કરી સત્ય અને અસત્ય તત્ત્વોમાં ભેદભાવ જોઈ ન શકાય એવી સ્થિતિમાં મૂકવા એ આ ક્રમનું સ્વરૂપ છે. આ ક્રમવશાત્ કેટલોક વખત સુધી સત્યની શ્રદ્ધા રહે છે. તે પછી તે વિષે શંકા જાગે છે, ચિત્ત અદ્રઢ બને છે. મિશ્રમોહનીય કર્મ પ્રવર્ત્તમાન હોય ત્યારે સત્યને આપણે જતું કરીએ છીએ. તેની સક્રિયતામાં આપણને સત્ય પ્રત્યે ભાવ કે અભાવ હોતો નથી. આપણી સ્થિતિ એક પ્રકારના ઉપેક્ષા–ભાવની હોય છે. મિથ્યાત્વમોહનીય કર્મની સત્તામાં આમ સંભવતું નથી. એ કર્મ જ્યારે ક્રિયાશીલ હોય છે ત્યારે સત્યનો નિરોધ અને તિરસ્કાર અવશ્ય થાય છે.

(૩) સમ્યક્ત્વમોહનીય કર્મ એ મોહનીય કર્મનો ત્રીજો ક્રમ છે. એ કર્મને કારણે ઘણોખરો વખત આપણને સત્યમાં શ્રદ્ધા રહે છે. આમ છતાં હજુ કંઈક જાણવાનું બાકી છે. એવું કોઈ કોઈ વખત આપણને લાગી આવે છે. આ દશામાં આ રીતે કંઈક અનિશ્ચિત ભાવ હોય છે.

હવે આપણે જે કર્મ–સત્તા યોગ્ય આચરણની દ્રષ્ટિએ આપણને અશક્ત બનાવે છે તેનો વિચાર કરીએ. આ કર્મની સત્તા હૃદય ઉપર ચાલે છે અને તેથી આપણામાં સમભાવ અને દયાવૃત્તિનો અભાવ થાય છે. કર્મનું અતિ-

શયત્વ હોય તો ક્રૂરતા પણ આવે છે આ કર્મની એકંદર ૨૫ પ્રકૃતિઓ છે

## ચારિત્રમોહનીય કર્મની પ્રકૃતિઓ

ચારિત્રમોહનીય કર્મની કુલ ૨૫ પ્રકૃતિઓ છે એ આપણે જોયુ એ પ્રકૃતિઓ પૈકી ૧૬ પ્રકૃતિઓ ક્રોધ, મદ, કાપટ્યભાવ અને લોભવૃત્તિને પરિણમાવે છે ક્રોધથી અવિચારી અને અહિતકારી કાર્યો થાય છે અભિમાનને કારણે, નિકૃષ્ટ પ્રાણીઓના જીવનની પવિત્રતાના સબધમા ઉપેક્ષાભાવ પ્રદીપ્ત થાય છે બીજાઓના સદ્ગુણો જોવાની દરકાર પણ રહેતી નથી વિચારોનો વાણી તેમજ વર્તનથી ભેદ એ કાપટ્યભાવ છે અનાત્મ વસ્તુઓ સાથે એકભાવ કરવાથી લોભવૃત્તિનો ઉદ્ભવ થાય છે ક્રોધ, લોભ, અભિમાન અને કાપટ્યભાવના અતિશયતાની દ્રષ્ટિએ ૪–૪ પેટા પ્રકારો છે આજીવન ક્રોધ આદિ વૃત્તિઓનુ અતિશયત્વ સૌથી વિશેષ લેખાય છે આ સોળે કર્મપ્રકૃતિઓથી સમ્યારિત્રનો ઓછેવત્તે અશે નિરોધ થાય છે

ચારિત્રમોહનીય કર્મની ૯ પ્રકૃતિઓ જે બાકી રહી છે તેના સ્વરૂપ આદિનો હવે વિચાર કરીએ

## ચારિત્રમોહનીય કર્મની અન્ય પ્રકૃતિઓ

ચારિત્રમોહનીય કર્મની અન્ય પ્રકૃતિઓ બહુ વિચારવા જેવી છે અસત્યની રુચિ, દુરાગ્રહ ( વક્રીભાવ ) ને

કારણે અસત્ય પ્રતીકારની ઉપેક્ષા, અટ્ટહાસ્યવૃત્તિ આદિ આ પ્રકૃતિઓથી પરિણમે છે. આ બધી પ્રકૃતિઓની સત્તાથી આપણી જે સ્થિતિ થાય છે તે સ્થિતિમાં સત્યની પ્રાપ્તિ અને આપણે એક હરોળમાં આવી શકતા નથી. આપણું ચિત્ત દુઃખથી ઘેરાયેલું રહેવાથી આપણાં કૃત્યો શરીરને હાનિકારક નીવડે એ બહુધા સંભવનીય રહે છે. બીજાઓ ઉપર અસત્ય રીતે દોષનું આરોપણ પણ થઈ જાય. ભયની વૃત્તિનાં પ્રાધાન્યથી સત્ય કાર્યોમાં નિરોધ થાય છે. વિશ્વનું કલ્યાણ કરવાની વૃત્તિને અભાવે ભય-વૃત્તિની વૃદ્ધિ થાય છે. અરુચિ–તિરસ્કારભાવથી સત્ય વિચારો અને યોગ્ય કાર્યોને અંતરાય નડે છે અને એ રીતે સત્કાર્યો તેમજ સદ્‌વિચારો અટકી પડે છે. આ પ્રમાણે ૭ પ્રકૃતિઓ થઈ. પુરૂષો, સ્ત્રીઓ અને નપુંસકોમાં જે વિષયવાસના ભાસે છે એ બાકીની ૩ પ્રકૃતિઓ છે.

આ પ્રમાણે એકંદર ૨૮ કર્મ–પ્રકૃતિઓથી આપણે મુગ્ધ ( ભ્રમિત ) બનીએ છીએ. એ પ્રકૃતિઓની સત્તામાં અસત્કાર્યો થાય છે. આ બધી કર્મ–પ્રકૃતિઓની કોઈ ઉત્તેજક અને ઉન્માદક મદ્ય સાથે તુલના થઈ શકે. એ પ્રકૃતિઓની સત્તાથી જ્યારે મુક્ત થવાય છે ત્યારે જ સત્ય શ્રદ્ધા નિષ્પન્ન થાય છે વળી કોઈ પણ ક્ષતિ ( ભૂલ ) વિનાનાં સત્કાર્યો સર્વદા થઈ શકે છે.

## ૫ આયુકર્મ.

આ કર્મને કારણે આપણું આયુષ્ય નક્કી થાય છે.

એ કર્મનુ અસ્તિત્વ હોય ત્યા સુધી આત્મામા એક જ શરીરરૂપે સતત જીવન અશક્ય બને છે આત્માનુ વિશુદ્ધ દ્રવ્ય તરીકે અવિરત શાશ્વત જીવન પણ આ સ્થિતિમા સ ભવનીય નથી આયુકર્મની પ્રકૃતિઓની સત્તાથી કોઈ લૌતિક દેહનુ આયુષ્ય નિર્ણીત થાય છે ભૌતિક શરીરમા આત્માના અસ્તિત્વનો સમયકાળ નિશ્ચિત બને છે આયુ ષ્ય કર્મની પ્રકૃતિઓ અવિરત આધ્યાત્મિક જીવનની પર્યાપ્તિમા અવરોધક જ જીરો ( બેડીઓ ) છે એમ કહી શકાય

આયુકમના ચાર પ્રકાર છે —

( ૧ ) જે કર્મ–પ્રકૃતિથી સુ દર અને વૈક્રિય દેહવાળી દેવદશા પ્રાપ્ત થાય અને એ દેવશરીરમા આપણે અમુક કાળ સુધી આન દપૂવક રહી શકીએ

( ૨ ) આ પ્રકૃતિને કારણે નારકી જીવનુ આયુષ્ય બ ધાય છે નર્કના જીવોને સૂક્ષ્મ દેહ હોય છે તેમને સદાકાળ દુ ખનો જ અનુભવ થાય છે નર્ક–જીવનમા લેશ પણ આન દ સ ભાવ્ય નથી નરકાયુકમયુક્ત જીવાત્મા કોઈપણ પ્રકારના આન દ વિનાની સ્થિતિમા–નરકમા અમુક જે તે નિશ્ચિતકાળ સુધી રહે છે

( ૩ ) જે કર્મની પ્રકૃતિથી મનુષ્યનુ આયુષ્ય બ ધા ય છે તે આ કર્મની સત્તામા આપણે મનુષ્ય તરીકે અમુક સમય સુધી જીવન વ્યતીત કરીએ છીએ

(૪) આ છેલ્લી કર્મ-પ્રકૃતિથી તિર્યંચ આયુષ્ય પરિણમે છે. પશુ-પક્ષી, જીવ-જંતુ, વૃક્ષ આદિ સ્વરૂપમાં અમુક કાળ સુધી જીવન એ તિર્યંચ સ્થિતિ છે.

આયુકર્મથી જીવનનું લંબાણ ( વ્યાપકતા ) નિશ્ચિત બને છે. જીવનનાં વર્ષો તેથી નક્કી થતા નથી. જીવનમાં વર્ષોનું અવલંબન ( આધાર ) જીવનની ગતિના વેગ કે મંદતા ઉપર રહે છે. આ પ્રમાણે આયુષ્ય એ આયુષ્યનો સમુચ્ચય ( જથ્થો ) છે. આયુષ્ય કર્મથી આયુષ્યનાં વર્ષો પણ નક્કી થાય છે એમ નથી. આયુકર્મ-વશાત્ નિશ્ચિત થયેલાં જીવન-આયુષ્યને વાદળીમાંના પાણી સાથે સરખાવી શકાય. વાદળીમાં પાણીનો સમુચ્ચય નિશ્ચિત પ્રમાણયુક્ત હોય, પણ એનું નિર્ગાલન દબાણના પ્રમાણમાં થાય છે. જીવનરૂપી પાણીનું પણ આ જ રીતે સમજવું અને આથી આકસ્મિક મૃત્યુ પણ થાય છે. આ પ્રમાણે આકસ્મિક મૃત્યુ થાય ત્યારે જીવન-જલનું એકાએક સત્વર નિર્ગાલન થાય છે. આયુષ્યરૂપી પાણી બધુંયે ટપકી પડે છે.

## ૬ નામકર્મ.

દેહનો કર્તા તે આત્મા છે એ જૈન તત્ત્વજ્ઞાનનો એક સિદ્ધમત છે. ભુતકાળમાં ઉત્પન્ન કરેલ કર્મ-શક્તિનાં પરિણામે આપણાં શરીરનું પરિમાણ, આકાર, રંગ, અવાજ, ચલન-ગતિ આદિ કર્મને અનુરૂપ ઉદ્ભવે છે. નામકર્મની પ્રકૃતિ સૂક્ષ્મ સ્વરૂપમાં આપણી સાથે સંલગ્ન રહે છે. એની સત્તા આપણા ઉપર સદાકાળ ચાલે છે. શરીરના વિવિધ

અ ગો અને ઉપાગોની રચના નામકર્મની પ્રકૃતિ અનુસાર થયા કરે છે નામકર્મનુ બ ધન એ પ્રાય અજ્ઞાનજન્ય હોય છે નામકમ આત્મા સાથે સૂક્ષ્મ સ્વરૂપમા સ લગ્ન રહે છે અને કોઈ ય ત્રવત્ ક્રિયામાર્ગથી એની વગણાઓ છૂટી પડી શકતી નથી આથી નામકર્મની સત્તા હોય ત્યા સુધી શરીર આત્મા સાથે સ લગ્ન રહે એ સ્પષ્ટ છે નામકર્મની એક દર ૧૦૩ પ્રકૃતિઓ છે વિષયાશ્રિત વ્યક્તિત્વની દ્રષ્ટિએ આપણને એ પ્રકૃતિઓના જુદા જુદા સ્વરૂપો અત્ય ત વિચારણીય છે

કોઈ પણ વ્યકિતને આત્મા સાથે સ યોગરૂપે પાચ પ્રકારના શરીરો હોય છે આ પાચ શરીરો પૈકી બે શરીરો મૃત્યુ–સમયે આત્મા સાથે સ લગ્ન જ રહે છે શાશ્વત જીવનમા અ તિમ પ્રવેશ થતા સુધી એ બન્ને શરીરોનુ અસ્તિત્વ તો રહે છે શાશ્વત જીવનમા આ શરીરો કે કોઈ પણ ભૌતિક શરીરનુ અસ્તિત્વ હોતુ નથી શરીરોના પાચ પ્રકાર નીચે પ્રમાણે છે—

(૧) સામાન્ય સ્થૂલ શરીર જે આપણે જોઇએ છીએ, એને પ્રત્યક્ષ રીતે જોવા ઉપરાત એનો સ્પર્શ પણ થઈ શકે છે

(૨) સૂક્ષ્મ ભૌતિક શરીર આ શરીરને સામાન્ય રીતે જોઈ શકાતુ નથી તેમા પરિવર્તન થઈ શકે છે તેનુ સ્વરૂપ પણ બદલાય છે વળી તે નાનુ–મોટુ પણ થઈ શકે છે દેવો તેમજ નારકી જીવોને આ પ્રકારનુ શરીર હોય છે *

* પહેલાને ભૌતિક સુખ અને બીજાને ભૌતિક દુ ખ આ શરીરોમા રહે છે

(૩) પોતાના ગુરૂ કે કોઈ મહાન્ પુરૂષને મનુષ્યથી જે શરીર મોકલી શકાય છે તે શરીરનો ત્રીજો પ્રકાર છે. મહાન્ આત્માઓ જ આવું શરીર ધારણ કરી શકે. આત્મા સ્થૂલ શરીર તેમજ આ શરીર સાથે સંલગ્ન રહે છે તેમજ મધ્યસ્થિતિમાં પણ તેનું સંલગ્નપણું કાયમ રહે છે, એવું શાસ્ત્રીય વિધાન છે.

(૪) તેજસ શરીર. આ શરીરથી અન્ન સ્વાહા થઈ જાય છે. અતિશય વિકાસ અને સૂક્ષ્મતાથી તેને વ્યાપક સ્વરૂપ આપી શકાય છે. આ સ્થિતિમાં તે બીજી વસ્તુઓ, શરીરો કે મનુષ્યોનું દહન કરી શકે છે.

(૫) આઠે કર્મોનાં પરિણામરૂપ શરીર (કાર્મણ શરીર). આ શરીરમાં પ્રતિક્ષણે પરિવર્તન થયા કરે છે.

તેજસ શરીર અને કાર્મણ શરીર મૃત્યુ–સમયે આત્માથી અભિન્ન રહે છે. અંતિમ મુક્તિ (મોક્ષ) મળે ત્યારે જ આ બન્ને શરીરો આત્માથી વીખૂટાં પડે છે

દરેક પ્રાણીને સ્થૂલ દેહ ઉપરાંત તેજસ અને કાર્મણ શરીરો તો હોય છે જ. સૂક્ષ્મ શરીર હોય કે ન પણ હોય. સમર્થ મહાપુરૂષોને જ ત્રીજું આહારક શરીર હોઈ શકે.

ઉપરોક્ત કોઈ પણ શરીર ચેતના રહિત હોય છે. ચેતના કે જ્ઞાન એ અદ્રશ્ય અને અસ્પષ્ટ આત્માનો ગુણ છે. કોઈ પણ દેહધારી આત્માને ઓછામાં ઓછાં ત્રણ અને વધારેમાં વધારે પાંચ શરીરો હોઈ શકે છે.

## ૭ ગોત્રકર્મ.

આ કર્મ કુટુબ તેમજ બીજી પરિસ્થિતિના કારણરૂપ છે ઉચ્ચ ગોત્રકર્મ અને નીચ ગોત્રકર્મ એવા તેના બે પ્રકાર છે પ્રથમ પ્રકૃતિથી ઉચ્ચ કુળમા જન્મ થાય છે બીજી કર્મ-પ્રકૃતિને કારણે નીચ ગોત્રમા ઉદ્ભવ પરિણમે છે

## ૮ અતરાય કર્મ

જે કાર્યો કરવા જેવા હોય તે કરવાની આપણી ઈચ્છા કે ઉત્સુકતા થાય છતા જે કર્મને કારણે આપણે જે તે કાર્યો કરી શકતા નથી તે કર્મને અતરાય કર્મ કહે છે નૈતિક શિથિલાચારને કારણે સત્કાર્ય કરવાની અશકિત આવે છે, એ આપણે મોહનીય કર્મના સ્વરૂપ ઉપરથી જોઈ શકયા છીએ જે સત્ય છે તેનુ નિરીક્ષણ પણ અશકય બને છે, એ પણ જોયુ અતરાય કર્મની સત્તા એવી છે કે ખરી વસ્તુ જોઇ શકાય છે, તો પણ ખરૂ કાર્ય થતુ નથી આપણી કેટલીક આતરક્ષતિઓને કારણે સત્કાર્યોમા અનેક પ્રકારના વિઘ્નો ઉપસ્થિત થાય છે

અતરાય કર્મના નીચે મુજબ પાચ પ્રકારો છે

(૧) સમય અને સ્થાન યથાયોગ્ય હોય, દાન કરવાના સાધનો પણ હોય છતા જે કર્મ-પ્રકૃતિને લીધે આપણે કશુયે દાન આપી શકતા નથી તે કર્મ-પ્રકૃતિ ( દાનાતરાય કર્મ )

(૨) જે કર્મને કારણે પાત્રતા તેમજ ઉદ્યોગશીલતા હોય તે છતા યોગ્ય લાભ થતો નથી તે (લાભાતરાય કર્મ)

(૩) કર્મની જે પ્રકૃતિથી ઉપભોગ્ય (વારંવાર ભોગવવા યોગ્ય) વસ્તુઓનો ઉપભોગ અશક્ય બને છે, તે પ્રકૃતિ અંતરાય કર્મનો ત્રીજો પ્રકાર છે. ચિત્રો, વસ્ત્રો આદિ ઉપભોગ્ય વસ્તુઓ છે. ઉપભોગ્ય વસ્તુઓ આનંદજનક તેમજ વસ્તુતઃ દોષરહિત હોવા છતાં તેમનો ઉપભોગ થઈ શકતો નથી. કર્મની આ પ્રકૃતિ ( ઉપભોગાંતરાય કર્મ ) દુઃખાસ્પદ છે.

(૪) અન્ન આદિ ભોગ્ય ( એક વખત ભોગવી શકાય તેવી ) વસ્તુઓનો જે કર્મ–પ્રકૃતિથી ઉપભોગ થઈ શકતો નથી તે અંતરાય કર્મની ચોથી પ્રકૃતિ ( ભોગાંતરાય) છે.

(૫) ઈચ્છાશક્તિ અવરોધક કર્મપ્રકૃતિ. આ પ્રકૃતિની સત્તાને પરિણામે આત્મા નિર્બલ બની જાય છે. ઇચ્છાશક્તિઓ ફોરવી શકાતી નથી. ( તે નિર્બલતા વીર્યાન્તરાય છે ).

આ પ્રમાણે કર્મના કુલ ૮ પ્રકાર છે. એ બધાંયે વિશુદ્ધ આત્માની દ્રષ્ટિએ બીનકુદરતી છે. આત્માના કોઈને કોઈ ગુણનું તે કર્મથી આવરણ થાય છે. કર્મરૂપ પરકીય શક્તિનું નિવારણ ન થાય ત્યાં સુધી આત્માના ગુણો યથાર્થ સ્વરૂપમાં આવતા નથી. કર્મોનું નિવારણ થાય એટલે આત્માના ગુણોનું વાસ્તવિક સ્વરૂપ ઝળકી ઉઠે છે.

પહેલા, બીજા, ચોથા અને આઠમા કર્મોથી આત્માનું આધ્યાત્મિક સ્વરૂપ ઢંકાઈ જાય છે. સર્વજ્ઞત્વ, સામાન્ય

સ્વરૂપનો યથાશક્ય પૂર્ણ વિકાસ, સર્વદર્શિત્વ, શાશ્વત સત્ય શ્રદ્ધા[૧] અને [૨]સદાચાર તથા સર્વશક્તિમાનપણારૂપ અનંતશક્તિ એ આત્માના આધ્યાત્મિક સ્વરૂપો છે

ત્રીજા, પાચમા, છઠ્ઠા અને સાતમા કર્મોથી મુખ્ય આધ્યાત્મિક સ્વરૂપોનુ આવરણ થતુ નથી આ ચારે કર્મોનુ નિવારણ થતા [૩]ઉચ્ચ સુખ પરિણમે છે, જન્મ અને મૃત્યુ રહિત અવિરત જીવન પ્રાપ્ત થાય છે, જીવનમા એક સરખી સમસ્થિતિ આવે છે, ઉચ્ચ-નીચ દશા પ્રાપ્ત કરવાનુ રહેતુ જ નથી, સદાકાળ વિશુદ્ધ આત્મારૂપે જીવનનુ અસ્તિત્વ થાય છે આ બધા આત્માના સામ્ય ભાવવાળા નૈસર્ગિક ગુણો છે

## કર્મના કારણો.

કર્મરૂપી પરદ્રવ્ય શક્તિના કારણો બહુ જાણવા જેવા છે

ભૂતકાળમા જે કર્મ-બળો સચિત કર્યા હોય તેના પરિણામ રૂપે જે તે મનુષ્યમા જે તે વિશિષ્ટતા કે શક્તિ હોય છે કુદરતી રીતે વિદ્યમાન કેટલાક પ્રેરક બળોને લઈને કર્મપ્રાપ્તિ અને કર્મ-સચય ( આશ્રવ અને બધ ) થયા કરે છે કર્મરૂપ પરકીય સૂક્ષ્મ દ્રવ્યનુ ગ્રહણ આત્માથી અવિરત રીતે થાય છે, પણ આ પ્રેરક (પ્રવર્તક) બળો કર્મોની ઉત્પત્તિના માત્ર સાધક કારણો જ છે આપણે

૧ આત્મવિશ્વાસ ૨ સચ્ચારિત્ર ૩ અનતસુખ.

પોતે કર્મોની નિષ્પત્તિનાં મુખ્ય કારણ છીએ. જો આપણું ચિત્ત પ્રેરક બળોથી વિરોધાત્મક કે નિરાળું રાખીએ તો નવાં કર્મોની નિષ્પત્તિ થતી નથી અને પૂર્વના કર્મની નિર્જરા થાય છે.

કર્મની ઉત્પત્તિના કારણ કે સાધનરૂપ ચાર પ્રેરક બળો છે. એ ચાર પ્રેરક બળોના વર્ગ નીચે પ્રમાણે પડી શકે છે.

(૧) મોહ (મિથ્યાત્વ).

(૨) આત્મસંયમનો અભાવ, વિચારો અને ઇન્દ્રિય-જન્ય પ્રવૃત્તિઓમાં અસંયમ. ઇંદ્રિય સુખમાં અનુરક્તિથી ચેતના–અંતરજ્ઞાનનો નિરોધ થાય છે. (અવિરતિ)

(૩) કષાયો. ક્રોધ, લોભ વિગેરે કષાયો છે. કષાયોથી નૈતિક દ્રષ્ટિએ અશુદ્ધ સ્વભાવથી આત્માનું ઘોર અધઃ-પતન થાય છે.

(૪) શરીર, મન અને વાણીની બીજી સર્વ પ્રવૃતિઓ ઉપરનાં ત્રણ કારણોમાં જેનો નિર્દેશ થયો હોય તે સિવાયની આ પ્રવૃત્તિઓ સમજવી. (યોગ)

ઉપરોક્ત ચાર સામાન્ય કારણોના એકંદર ૫૭ પેટા વિભાગો છે. તત્ત્વાર્થાધિગમસૂત્રમાં એ વિષે સુંદર નિરૂપણ કરવામાં આવ્યું છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગના અનુક્રમે ૫, ૧૨, ૨૫ અને ૧૫ ઉપવિભાગો છે. (તત્ત્વાર્થાધિગમસૂત્ર ૮–૧)

ઉપરોક્ત કોઈ કે બધાં કારણો આપણાં વર્તન,

વિચારો કે વાણીના પૂર્વગામી બને છે ત્યારે કર્મની નિષ્પત્તિ થાય છે આથી આ બધા કારણો કર્મોની ઉત્પત્તિની ભૂમિકારૂપ છે કોઇ મનુષ્ય આખે શરીરે તેલ ચોપડીને સર્વત્ર મેશ હોય એવા સ્થાનમા જાય તો તેને મેશ આખે ડીલે બાઝી જાય એ આપણે જાણીએ છીએ તેલ આ દ્રષ્ટાન્તમા મેશના પરમાણુઓને શરીર ઉપર બાઝી જવા માટે ભૂમિકા બને છે કર્મના કારણો તેલરૂપ છે આથી એ કારણો વિશેષ હોય તેમ તેના ઉપર કર્મ રજનો થર અધિક પ્રમાણમા બાઝે છે

## કર્મના કારણોના ઉપવિભાગ (પેટા પ્રકારો).

આત્માના સાહજિક ગુણોનુ આવરણ કરનારા કર્મોના ૪ સાધન કારણોના ઉપવિભાગો નીચે પ્રમાણે સમજી લેવા

## મિથ્યાત્વભાવ અને તેનુ સ્વરૂપ

(૧) અસત્ય શ્રદ્ધાને પકડી રાખવાની ચિત્ત–સ્થિતિ એ મોહવૃત્તિનો પ્રથમ પ્રકાર છે આ સ્થિતિમા અસત્ય પ્રતિની શ્રદ્ધા વસ્તુત અસત્ય શ્રદ્ધા છે એમ સમજી ન શકવાની મનની સ્થિતિ ઘણીયે વાર સભવનીય છે કોઇ પણ મનુષ્ય યોગ્ય પરીક્ષણ કર્યા વિના જે તે ધર્મ સિદ્ધાન્તનો સ્વીકાર કરે તો તેથી અસત્ય શ્રદ્ધાની પરિણતિનો અનેકધા સભવ છે પરિસ્થિતિજન્ય મતવ્યોના ગુણ–દોષની નિરીક્ષા વિના અસત્ય પ્રકારની શ્રદ્ધા ઉદ્ભવે છે આ પ્રકારની અસત્ય શ્રદ્ધા વિષે મનુષ્યને પ્રાય અજ્ઞાન હોય છે (અભિગ્રહમિથ્યાત્વ)

(૨) જે તે વસ્તુ કે સિદ્ધાન્ત સત્ય છે—હશે કે સર્વ ધર્મો સત્ય છે એવી માન્યતાયુક્ત ચિત્ત-સ્થિતિ એ મોહ-દશાનું બીજું સ્વરૂપ છે. મનુષ્ય આ દશામાં પોતાનાં મંતવ્યના સંબંધમાં દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરતો નથી. ( અનભિગ્રહમિથ્યાત્વ )

(૩) અસત્ય મંતવ્યને સ્વેચ્છાથી ( ઇચ્છાપૂર્વક ) સંલગ્ન રહેવાની સ્થિતિ. ( ચિતવૃત્તિ )

(૪) શાસ્ત્ર-નિર્દિષ્ટ અમુક કર્તવ્યમાર્ગ સત્ય કે અસત્ય હોવા સંબંધી આશંકા આ સ્થિતિમાં થાય છે. આ પ્રકારની આશંકાયુક્ત સ્થિતિમાં સ્થૈર્ય-ભાવ પરિણમે છે. ( સંશયમિથ્યાત્વ ).

(૫) આ સ્થિતિમાં આત્માના વિકાસનો અભાવ થાય છે. એમાં કાં તો કોઇ પ્રકારની શ્રદ્ધા જ ન હોય અથવા તો કોઇ અસત્ય મંતવ્યને જ પકડી લીધું હોય એવી મનુષ્યોની સ્થિતિ હોય છે. વિવેકબુદ્ધિ, નિર્ણયશક્તિ આદિનો વિકાસ થયેલો ન હોવાથી કોઈ પણ નિર્ણય થઇ શકતો નથી. આ દશામાં આત્માના નૈસર્ગિક ગુણોનું આવરણ કરનાર કર્મની નિષ્પત્તિ થાય છે. ( અનાભોગમિથ્યાત્વ )

## અવિરતિના પ્રકાર.

માનસિક ક્રિયાઓ અને ઇન્દ્રિઓના સંબંધમાં અસંયમ-વૃત્તિ ( સંયમભાવની ખામી ) એ અવિરતિ છે. કર્મનું આ બીજું પ્રેરક કારણ છે અને તેના ૧૨ પ્રકારો છે.

ગતિ ( સ્થળાતર ) કરવાની શક્તિવાળા ચેતન પ્રાણીઓના સબધમા વિચારો અને ઇન્દ્રિઓની દૃષ્ટિએ સયમનો અભાવ તેમ જ અસયમના બીજા સ્વરૂપોનો અવિરતિ-ભાવમા સમાવેશ થઈ જાય છે

પાચે ઇન્દ્રિઓ જ્ઞાનપ્રાપ્તિના મુખ્ય સાધનો છે આથી ઇન્દ્રિય-સુખોમા અનુરક્ત થવાથી ચેતનાનો નિરોધ થાય છે કોઈ વસ્તુના સુદર સ્વાદનો અત્યત આનદપૂર્વક અનુભવ કરતા તે વસ્તુનો વિચાર બધ પડે છે તે પ્રમાણે ઇન્દ્રિય-સુખોની અનુરક્તિથી ચેતના સ્થગિત થાય છે જ્ઞાનપ્રાપ્તિમા અતગયો ઉપસ્થિત થાય છે, જ્ઞાનનો અવરોધ થાય છે, વિચાર-સયમને અભાવે બીજાનુ અહિત કરવાના વિચાર થાય છે, પારકાનુ અહિત થાય એવા વિચારો ન કરવાનો નિર્ણય કરેલો હોય છતાયે એવા વિચારો થયા કરે છે આ પ્રમાણે બીજાનુ અહિત થાય એવા વિચારોથી આત્માના કોઈ ગુણનુ આવરણ થાય એવા કર્મની નિષ્પત્તિ થાય છે

## કષાયોના સ્વરૂપ.

કષાયો એ કર્મના કારણોનો ત્રીજો પ્રકાર છે કષાયોના સર્વ મળી ૨૫ પેટા પ્રકાર છે ચારિત્રમોહનીય કર્મની જે ૨૫ પ્રકૃતિઓ છે તે જ કષાયોનુ ખરૂ સ્વરૂપ છે, પણ અત્રે કષાયોના સ્વરૂપનો જુદા જ દૃષ્ટિબિન્દુથી વિચાર કરવો એ ખાસ આવશ્યક થઈ પડે છે

કષાયના પ્રેરક બળથી નવા કર્મો ઉત્પન્ન થાય છે

કષાયની પરિણતિ પ્રાયઃ કષાયરૂપે થાય છે, જે આત્માને બહુ જ અહિતકર થઈ પડે છે. કષાયોનો વિરોધ કરવાની તમન્ના ન થાય, કષાયથી મુક્ત થવાની તીવ્ર ઈચ્છા ન થાય ત્યાં સુધી કષાયોનું કલુષિત કાર્ય ચાલુ રહે છે.

## યોગનાં સ્વરૂપો.

યોગ એ કર્મોનું ચોથું પ્રવર્ત્તક બળ કે કારણ છે. તે અત્રે લાક્ષણિક અર્થમાં યોજાયેલ છે. યોગના એકંદર ૧૫ પ્રકાર છે. સત્ય, અસત્ય કે મિશ્રવિચાર અને વાણી તેમ જ પાંચ પ્રકારનાં શરીરોની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓને અનુલક્ષીને આ સર્વ પ્રકારોનું વિધાન થયું છે.

અશુદ્ધ આત્મા તરીકે મનુષ્યનું વસ્તુસ્વરૂપ આપણે જોયું. જે સાધન-કારણોથી સદ્યસ્થિતિ પ્રાપ્ત થાય છે તે કારણોની પણ કંઈક નિરીક્ષા કરી, નૈતિક હેતુભાવનો અવિચળ નિયમ શો છે તે આ પ્રમાણે યથાયોગ્ય રીતે જોયા પછી મનુષ્યની સંભાવ્ય ઉત્કૃષ્ટ સ્થિતિ અને એ પ્રાપ્ત કરવાના ઉપાયો સંબંધી આપણે વિચાર કરવાનો રહે છે. હેતુભાવના નિયમની દ્રષ્ટિએ આ બન્ને વિષયો ગર્ભિત રીતે પેટા પ્રકારો જ છે એમ કહી શકાય. મનુષ્યની સંભાવ્ય સ્થિતિ અર્થાત્ વિશુદ્ધ આત્માની સ્થિતિ-ઉત્કૃષ્ટ સ્થિતિના ઉપાયો એટલે આત્માને અશુદ્ધ બનાવતાં કારણોનું નિવારણ કરવું એમ સમજવાનું છે.

## કર્મનો કાયદો.

નૈતિક હેતુભાવનો નિયમ એટલે કર્મના કાયદાને

લઈને પુણ્યરૂપ લાભ અને પાપરૂપ દંડ (શિક્ષા) થાય છે પાપ–પુણ્ય વસ્તુત આપણા કાર્યોના પરિણામ છે કર્મનો કાયદો એ કોઈ રીતે વિચારતા પ્રારબ્ધવાદ નથી મનુષ્યો સુકૃત્યોના પરિણામ આનંદથી અનુભવે છે દુષ્કાર્યોના પરિણામરૂપે મનુષ્યને દુ ખ થાય છે કાર્યના પરિણામનુ તત્ત્વ જતુ કરવામા આવે (ઉપેક્ષાની દૃષ્ટિએ જોવાય)તો જ આરબ્ધવાદને સ્થાન મળે છે મદ્યપાનની તીવ્ર ઈચ્છા થતા મનુષ્ય દારૂ પીએ છે એ બહુધા સભવિત છે દારૂ કરતા દૂધ અધિક લાભદાયી હોવાનુ જ્ઞાન હોય તો પણ મનુષ્ય કેટલીક વાર દારૂને પ્રાધાન્ય આપી દૂધને બદલે દારૂ પીએ છે ઈચ્છાને બદલે સાધન–કારણ દારૂની ફરજીયાત પસંદગીમા પ્રાધાન્ય ભોગવે છે દૂધ પીવાની ઇચ્છા હોય, મદ્યપાન કરતા દુગ્ધપાન ઇષ્ટ છે એમ જાણવાની શક્તિ હોય છતાયે મદ્યપાન કરે છે આ ખરી શાસ્ત્રીય દૃષ્ટિ છે એ દૃષ્ટિએ જોતા કાર્યના પરિણામરૂપ અનુભવમા પ્રારબ્ધવાદ જેવુ કશુયે નથી મદ્યનો સ્વભાવ દૂધથી વિભિન્ન છે, આથી મદ્યપાનનુ પરિણામ દુગ્ધપાનના પરિણામથી જુદુ જ હોય મદ્યપાનના દુષ્પરિણામનો ઉપભોગ કરવાની ઈચ્છા ન જ હોય તેણે મદ્યપાનનો સદતર પરિત્યાગ કરવો એ આવશ્યક છે પ્રારબ્ધ ઉપર આધાર રાખી, કોઈ મનુષ્ય મદ્યપાન કરે અને તેને મદ્યપાનના અનિષ્ટ પરિણામો ભોગવવા ન પડે એમ બને નહિ પાણી અગ્નિ ઉપર મૂકાય અને ઉષ્ણ થઈ ઉકળે છે, એમા પ્રારબ્ધવાદ જેવુ કશુ યે નથી એ જ પ્રમાણે કોઈ મનુષ્ય મદ્યપાન ક

અને તેનું કંઈ અનિષ્ટ પરિણામ ભોગવવું પડે તેમાં પ્રારબ્ધવાદને કોઈ રીતે પ્રાધાન્ય આપી શકાય નહિ. દારૂ દુષ્પરિણામનું જનક કારણ છે. દારૂથી કેટલાંક દુષ્પરિણામ આવે છે. એ રીતે આ માત્ર કારણ અને [1]પરિણામનો વિષય છે. એમાં પ્રારબ્ધવાદને કશુંયે સ્થાન રહેતું નથી. કારણનું નિવારણ જ આવશ્યક છે. કારણનું નિવારણ થયાથી તેનાં સાહજિક અનુગામી પરિણામનું અનુગામિત્વ અશક્ય બને છે.

કર્મનો કાયદો એ કોઇ રીતે એક પ્રકારની યાંત્રિક ક્રિયા પણ નથી. કર્મના કાયદામાં કોઈ યંત્ર–રીતિને જરાયે સ્થાન નથી. યંત્ર–ક્રિયામાં ચેતનાનો અભાવ હોય છે. જૈનોના કર્મના કાયદામાં ચેતનાને અત્યંત મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. એ કાયદામાં વૈજ્ઞાનિક તત્ત્વ (શાસ્ત્રીય તત્ત્વ) સંપૂર્ણમાં સંપૂર્ણ–અધિકમાં અધિક અંશમાં છે એમ માની લેવું, એ સત્યથી પર ભાગ્યેજ કહી શકાય. આત્માની અશુદ્ધિનું નિવારણ કરવાની આ જગત્માં જે મનુષ્યોને ઇચ્છા હોય તેઓ દુર્દશાનાં કારણોનું નિવારણ દ્રઢનિશ્ચયથી, ઇચ્છાપૂર્વક અને અંતરજ્ઞાન (ચેતના)થી કરે છે. કર્મના કાયદામાં ચેતનાયુક્ત બળો સ્થૂલ શક્તિઓ સાથે કામ કરે છે. યાંત્રિક કારણત્વમાં આમ સંભવિત નથી. યાંત્રિક હેતુભાવમાં જડ અને ચેતન શક્તિઓની સહયોગ–ક્રિયા અશક્ય છે.

આ પ્રકરણનાં અનુગામી પ્રકરણમાં મનુષ્યની સંભવનીય ઉત્તમોત્તમ સ્થિતિ સંબંધી વિવેચન કરવામાં આવશે.

---

૧ કાર્ય.

# પ્રકરણ ચોથું

## મનુષ્યની સભવનીય ઉત્કૃષ્ટ સ્થિતિ.

મનુષ્ય સભાવ્ય ઉત્કૃષ્ટ સ્થિતિ વસ્તુત પ્રાપ્ત કરે છે એટલે તે મુક્તાત્મા–સિદ્ધ બને છે મનુષ્ય (હવે) મનુષ્ય પણે રહેતો નથી સિદ્ધ આત્માના વાસ્તવિક ગુણો અનત છે, પણ સર્વ (આઠે) કર્મોનુ સપૂર્ણ નિવારણ થતા જે ૮ ગુણો યથાર્થ સ્વરૂપે અસ્તિત્વમા આવે છે એ જ ગુણો ખાસ ઉલ્લેખનીય છે સર્વજ્ઞત્વ,અનત અને નિરાકાર જ્ઞાન, અનત સુખ, શાશ્વત જીવન, અનત કાર્યશક્તિ, શાશ્વત સત્ય શ્રદ્ધા અને સત્ય આચરણ અને ભૌતિક શરીરનુ અનસ્તિત્વ અને અગુરુલઘુત્વ એ મુક્તાત્માના ૮ પ્રધાન ગુણો છે

આ સ્થિતિને નિર્વાણ, નિવૃત્તિ, મુક્તિ કે મોક્ષ કહે છે તે સાદિઅનત છે

ભૂતકાળમા અનત આત્માઓએ નિર્વાણ–સ્થિતિ પ્રાપ્ત કરી છે વતમાનકાળમા પણ અનત આત્માઓ એ ઉત્કૃષ્ટ દશા પ્રાપ્ત કરે છે મોક્ષ–સ્થિતિ એ આત્માની નૈસર્ગિક વિશુદ્ધ સ્થિતિ છે અશુદ્ધ સ્થિતિમાથી પોતાના આત્માનો યથાયોગ્ય સપૂર્ણ વિકાસ કરે છે તેમને જ એ પદ મળે છે મોક્ષપ્રાપ્તિ એ જીવનનુ ઉચ્ચ ધ્યેય છે દરેક મનુષ્યે આ સર્વોત્કૃષ્ટ ધ્યેય દષ્ટિ સમીપ રાખી તે પ્રમાણે વર્તન કરવા

શક્ય પ્રયત્નો કરવા જ જોઈએ. મોક્ષસુખની પ્રાપ્તિ અર્થે આત્માનો યથાર્થ વિકાસ થાય એ માટે મનુષ્ય જીવનમાં સૌથી વધારે તક (સંયોગો) મળે છે. મોક્ષ–સ્થિતિ એ એક પ્રકારની નિરતિશય શ્રદ્ધા અને એ દરેક મનુષ્ય માટે અત્યંત આવશ્યક છે. એ પ્રકારની શ્રદ્ધામાં મનુષ્યને કેટલાંક વિઘ્નો નડે છે. એ વિઘ્નોમાંથી પાર ઉતરવું એ દરેક મનુષ્યનું પરમ કર્તવ્ય છે.

મનુષ્ય જન્મ દુર્લભ છે, મનુષ્ય જન્મની પ્રાપ્તિ થાય તો સત્ય આધ્યાત્મિક બોધની પ્રાપ્તિ એથી પણ વધારે દુર્લભ છે, સત્યની શ્રદ્ધાનું દુર્લભપણું એથી પણ વિશેષ છે અને સત્ય શ્રદ્ધા અનુસાર વર્તન કરવું એ સૌથી દુર્ઘટ છે. જીવનનું સત્ય અને પરમ કર્તવ્ય શું છે? તે આ ઉપરથી કોઈ પણ મનુષ્યને પ્રતીત થઈ શકે છે. સત્ય શ્રદ્ધા અને સત્ય વર્તન એ જીવનની ઇષ્ટ વસ્તુ અને પરમ પવિત્ર કાર્ય છે.

# પ્રકરણ પાંચમું.

## મોક્ષ–પ્રાપ્તિના ઉપાય.

કોઈ પણ સંસારી જીવ જે ઉપાયોથી વિશુદ્ધ કે મુક્ત સ્થિતિ પ્રાપ્ત કરે છે તે ઉપાયો મોક્ષ–પ્રાપ્તિના ઉપાયો છે એવું શાસ્ત્રીય વિધાન છે.

મોક્ષ-પ્રાપ્તિના ઉપાયોની દ્રષ્ટિએ નીચેના મહત્ત્વના સિદ્ધાન્તો ખાસ વિચારણીય છે

(૧) આત્મા, જેનુ વિશિષ્ટ સ્વરૂપ જ્ઞાન છે તેનુ (જીવનુ) અસ્તિત્વ

(૨) ચેતના રહિત કોઈ બીજી સત્ય વસ્તુ (પદાર્થ)નુ અસ્તિત્વ (અજીવ)

(૩) અશુદ્ધ આત્માઓથી અચેતન વસ્તુઓનુ ગ્રહણ (આશ્રવ)

(૪) અશુદ્ધ આત્મામા અચેતન દ્રવ્યનો સયોગ (બધ)

મોક્ષ-પ્રાપ્તિના ઉપાયોનુ ઉપરોક્ત સિદ્ધાન્તો ઉપર અવલબન રહેલુ છે મોક્ષ-પ્રાપ્તિ નથી ત્યા સુધી જીવની સસારીદશા કાયમ રહે છે એક સ્થળે મૃત્યુ થતા બીજે સ્થળે જન્મ થાય છે

જો આ દશાનુ શાશ્વત નિવારણ કરવુ હોય તો આત્મામા થતો અચેતન દ્રવ્યનો પ્રવેશ સદતર બધ કરવો જોઇએ ( સવર ) આત્મા સાથે સયોજિત થયેલુ ભૌતિક દ્રવ્ય આત્માથી છુટુ પાડી નાખવુ જોઇએ સવર અને નિર્જરા મોક્ષ-પ્રાપ્તિના અનુક્રમે પાચમા અને છઠ્ઠા સિદ્ધાન્તો છે

ઉપરોક્ત સવ સિદ્ધાન્તોનો યથાર્થ અમલ થાય

એટલે મોક્ષની પ્રાપ્તિ થાય છે. આત્માને સાહજિક ગુણો-યુક્ત શાશ્વત સુખી જીવન ઉપલબ્ધ થાય છે.*

## આત્માના વિકાસ-ક્રમો ( ગુણસ્થાનો ).

આત્મા અને ભૌતિક દ્રવ્યનું મિશ્રણ સૂક્ષ્મ પ્રકારનું હોવાથી કોઇ યાંત્રિક ક્રિયાથી એ બન્નેનું વિયોજન અશકય જ છે. હિંસાને પરિણામે આત્મા, શરીર અને શરીરજન્ય શકિતઓથી મુકત થાય છે પણ તેથી સૂક્ષ્મ કર્મ–દ્રવ્ય આત્માથી જરાયે વિભિન્ન થતું નથી.

કર્મરૂપી જડ દ્રવ્ય મૃત્યુ–સમયે આત્મા સાથે સંલગ્ન રહે છે એ આપણે જોયું છે. કર્મ દ્રવ્યનાં અસ્તિત્વને કારણે જે તે પ્રાણીને નવીન શરીર પ્રાપ્ત થાય છે. કર્મોથી આત્મામાં અશુદ્ધિ આવે છે. અજ્ઞાન, દુર્દશા, દુર્ભાગ્ય, નિર્ઘૃણવૃત્તિ, નિર્બળતા, અસ્થિરભાવ, દયાવૃત્તિનો અભાવ, એ સર્વ કર્મનાં જ પરિણામો છે. વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ પણ કર્મની જ નિષ્પત્તિ છે.

નૈતિક અને માનસિક સંયમ એ આત્માને કર્મોથી મુક્ત કરવાનું સાધન છે. નવાં કર્મોનો ઉદ્ભવ થતો અટકાવવો અને આત્માને સંલગ્ન થયેલ કર્મોને દૂર કરવા એ જ માનસિક ને નૈતિક સંયમ છે. માનસિક અને નૈતિક સંયમનું મહત્ત્વ આ ઉપરથી સમજી શકાશે. સંયમથી

* First Principles of the Jain Philosophy by H. L. Zhaveri, London, 1910.

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગનુ ધીમે ધીમે-ક્રમશ નિવારણ થાય છે

સયમના એકદર ૧૪ ક્રમો છે એના તર્કબુદ્ધિની દૃષ્ટિએ જે અનુક્રમપૂર્વક વિભાગો પાડવામા આવ્યા છે તેમા કાલાનુક્રમ જેવુ કશુયે નથી સયમ એ વિકાસનુ સ્વરૂપ છે વિકાસના સ્વરૂપને સમયની દૃષ્ટિએ શરૂઆત હોય જ આથી આત્માનો કોઈ રીતે વિકાસ ન થતો હોવાની ભૂતકાળમા એક સ્થિતિ હતી-એવો એક સમય હતો એમ નિષ્પન્ન થાય છે

અને આત્માનો વિકાસ ( હજુ ) જરા પણ ન થયો હોય એવા જીવો ( નિગોદના જીવો ) સર્વકાળમા હોય છે આખુયે વિશ્વ સૂક્ષ્મ નિગોદના જીવોથી ખીચોખીચ ભરાઈ ગયુ છે એ જીવો ન હોય એવુ વિશ્વમા એક પણ સ્થાન નથી તેઓ એટલા બધા સૂક્ષ્મ હોય છે કે આખ તો શુ પણ સૂક્ષ્મદર્શક યત્રથી પણ તે જોઈ શકાતા નથી નિગોદના જીવોને અન્ય જીવો માફક ચેતના હોય છે પાણી કે અગ્નિથી કે કોઈ હથિયારથી પણ કોઈ રીતે તેમનો નાશ થતો નથી પર્વતોમાથી તેઓ પસાર થઈ શકે છે

કોઈ વસ્તુમાથી પસાર થતા તેમને કશીયે ઈજા થતી નથી નિગોદના અનત જીવો છે અને તે વિકાસ મુક્તિને પથે પળતા જીવોનુ ઉત્પત્તિ સ્થાન (ભૂમિ) છે આત્માનો વિકાસ થાય તે અગાઉ જે તે જીવ નિગોદદશામા જ હોય છે એ સ્થિતિમાથી એક વાર નીકળ્યા બાદ કોઈ પણ

જીવને એ દશા પુનઃ પ્રાપ્ત થતી નથી (અવ્યવહાર મિથ્યાત્વ નિગોદ). કોઇ પણ જીવ સંયોગવશાત્ આ દશામાંથી બહાર આવે છે અને તેનો વિકાસ શરૂ થાય છે. આપણે મનુષ્ય હોવાથી નિગોદદશામાંથી ક્યારનાએ નીકળી ગયાં છીએ. આપણા આત્માનો વિકાસ થઇ રહ્યો છે. મનુષ્યમાં આ વિકાસ સાહજિક રીતે મંદ કે ત્વરિત ગતિવાળો હોય. શાસ્ત્રીય રીતે વિકાસ થતો હોય તો યથાયોગ્ય વિકાસમાં બહુ લાંબો સમય લાગતો નથી. વિકાસની ગતિ મંદ હોય તો યોગ્ય વિકાસ થતાં ઘણીવાર વાર લાગે છે.

આત્માના વિકાસના ૧૪ ક્રમો પૈકી ૧૩ ક્રમોના, કર્મોનાં ૪ પ્રવર્ત્તક કારણોને અનુરૂપ ચાર ભાગો પાડી શકાય. ચૌદમા ક્રમ (ગુણસ્થાન) માં ચારમાંથી એક પણ પ્રવર્ત્તક કારણ વિદ્યમાન હોતું નથી. આ રીતે ચૌદમું ગુણસ્થાન બીજાં ગુણસ્થાનોથી જુદું પડે છે. ચૌદ ગુણસ્થાનોના આ પ્રમાણે પાંચ ભાગ પડે છે.

## ગુણસ્થાનો અને પ્રવર્ત્તક કારણો.

(૧) પહેલાં ગુણસ્થાનમાં કર્મનાં ચારે પ્રવર્ત્તક કારણો વિદ્યમાન હોય છે.

(૨) બીજાથી પાંચમાં સુધીનાં ગુણસ્થનોમાં અવિરતિ, કષાય અને યોગ એ ત્રણ કારણો જ ક્રિયાશીલ હોય છે.

(૩) છઠ્ઠામાંથી માંડીને દસમા સુધીનાં ગુણસ્થાનમાં કષાય અને યોગ એ બે જ કારણો વિદ્યમાન હોય છે.

(૪) અગીયારમા, બારમા અને તેરમા ગુણસ્થાનોમાં છેલ્લું પ્રવર્ત્તક કારણ યોગ માત્ર અસ્તિત્વમા હોય છે

ચૌદમુ ગુણસ્થાન ક્ષણિક હોય છે, તેમા કોઇ પણ પ્રવર્ત્તક કારણો વિદ્યમાન હોતા નથી

## પ્રથમ ગુણસ્થાન.

પહેલું ગુણસ્થાન આત્માનો વિકાસ શરૂ થાય તે અગાઉની દશા છે તેમા જીવન અનિશ્ચિત પ્રકારનુ હોય છે અસત્ય મતવ્યોનુ સ્વરૂપ પ્રાય અનિશ્ચિત પ્રકારનુ હોય છે એ સ્વરૂપ બહુધા એટલુ બધુ અનિશ્ચિત હોય છે કે કંઈ સ્વરૂપ જ નથી એમ કહીએ તો ચાલે, પણ પ્રથમ ગુણસ્થાનમા આ સ્થિતિ હોતી નથી એમા તો અસત્ય મતવ્યોનુ સ્વરૂપ નિશ્ચત પ્રકારનુ હોય છે આથી જે તે વિષય સબધી જે તે મત (અસત્ય મતવ્ય) દ્રઢીભૂત થયેલ હોય છે

આ ગુણસ્થાનના છેક પ્રારભમા મનુષ્યને સત્ય પ્રત્યે અત્યત તિરસ્કાર હોય છે. સત્યનો આવિષ્કાર ખરા સ્વરૂપમા કરવામા આવે—સત્ય—ખરા સ્વરૂપમા રજુ થાય—તો પણ તેને સત્ય વિષે લેશ પણ શ્રદ્ધા થતી નથી સત્ય સાથે કાઇ જ લેવાદેવા ન હોય એવી સ્થિતિ હોય છે

આ ગુણસ્થાનમા કર્મના ચારે પ્રવર્ત્તક કારણો (મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ) વિદ્યમાન હોય છે સવ પ્રેરક કારણોની સક્રિયતાને લીધે ઘણાખરા કર્મોની નિષ્પત્તિ

જીવન, વિશ્વ અને સત્યના સંબંધમાં ચિત્તની યથાર્થ વૃત્તિ આ ગુણસ્થાનમાં સંપૂર્ણ નિષ્ક્રિય હોતી નથી. તેમાં અતિ વ્યાપક સ્વરૂપના કે આજીવન ક્રોધ, અભિમાન, કાપટ્યભાવ અને લોભવૃત્તિનું ચિત્તથી નિયમન થાય છે. આથી ક્રોધાદિ ભાવોની વૃદ્ધિ થતી નથી. આજીવન ક્રોધ વિગેરે અનિચ્છનીય વૃત્તિઓના સંયમને પરિણામે આ ગુણસ્થાન પ્રાપ્ત થાય છે. આથી એમાં ચિત્તનું નિયમન આવશ્યક છે. મિશ્રમોહનીય કર્મની બીજી પ્રકૃતિનાં પરિણામને અનુરૂપ આ ગુણસ્થાનની સ્થિતિ છે.

આ ગુણસ્થાન ક્રમ ઉપર આરોહણ થતાં આત્માનો વિકાસ કેટલેક અંશે થઇ ગયો છે એમ અનુમાનથી કહી શકાય. મિથ્યાત્વનું નિવારણ થાય કે તેનું યોગ્ય નિયમન થાય એટલે ચિત્તની સદ્‌વૃત્તિ ( સમ્યક્‌ત્વભાવ ) નિષ્પન્ન થાય છે. સત્યના સંબંધમાં શ્રદ્ધા—સમ્યક્‌ત્વ પરિણમે છે. હિંસા કરવી કે ચેતન પ્રાણીઓને ઇજા કે નુકશાન કરવું એ ખોટું છે એવી પ્રતીતિ થાય છે. એ પ્રતીતિમાં મનુષ્યને ખૂબ આનંદ રહે છે. સત્યનો અસ્વીકાર કે તિરસ્કાર કરવાને બદલે સત્યની રૂચિ જાગે છે. સત્યનો આનંદપૂર્વક અનુભવ થયા કરે છે.

સમ્યક્‌ત્વભાવની પ્રાપ્તિ અને તેના આવિષ્કાર ઉપર આત્માની સર્વ પ્રગતિ અવલંબિત રહે છે. આ ગુણસ્થાન પછીનાં સર્વ ગુણસ્થાનોમાં પણ સમ્યક્‌ત્વવૃત્તિ વિદ્યમાન હોય છે. સમ્યક્‌ત્વભાવની પ્રાપ્તિ વિના તત્ત્વજ્ઞાન, એકાગ્રવૃત્તિ આદિ બધુંયે નિરર્થક ને અસત્ય છે.

સમ્યક્ત્વભાવનુ મહત્ત્વ આટલુ બધુ વિશેષ હોવાથી તેની પ્રાપ્તિના ઉપાયોનુ જ્ઞાન અનિવાર્ય છે સમ્યક્ત્વવૃત્તિની પ્રાપ્તિના એકદર ૩૫ નિયમો છે એ નિયમોના પાલનથી સમ્યક્ત્વભાવ ઉપલબ્ધ થાય છે સમ્યક્ત્વભાવની પ્રાપ્તિ માટે તેની ખાસ જે ત્રણ રીતિઓ છે તેનો સક્રિય અમલ અત્યત જરૂરનો છે

સમ્યક્ત્વભાવ પ્રાપ્ત થયો કે નહિ તે જાણવામા કેટલાક આતરચિહ્નો સહાયભૂત થાય છે. સમ્યક્ત્વવૃત્તિને કારણે કોઇ પ્રકારની અસ્થિરવૃત્તિ વિના સત્યમા શ્રદ્ધા ઉદ્ભવે છે કોઇને કદાપિ ક્ષમા આપી જ ન શકાય કે આજીવન કોઇના શત્રુ રહીએ એટલે અશે આપણો ક્રોધ વધી જતો નથી ક્રોધ આગળ ન વધતા ચિત્તથી તેનુ સયમન થાય છે

## સમ્યક્ત્વભાવના ચિહ્નો

સમ્યક્ત્વભાવના પાચ આતરચિહ્નો કે વિશિષ્ટ સ્વરૂપો છે. શાસ્ત્ર–દ્રષ્ટિએ વિચારતા એ સ્વરૂપો નીચે મુજબ છે —

(૧) ક્રોધ, કાપટ્ય આદિના અતિશયત્વનો અભાવ[૧]

(૨) સસારી જીવનમાથી મુક્તિ કે શાશ્વત જીવન પ્રાપ્ત કરવાની ભાવના[૨]

(૩) જન્મ અને મૃત્યુની પરપરાયુક્ત સ્થિતિ દુખમય, અમત્ય અને ત્યાજ્ય હોવાની દ્રઢ માન્યતા[૩]

૧ પ્રશમ ૨ સવેગ ૩ નિર્વેદ

(૪) કોઇ પણ પ્રકારનું દુ:ખ ભોગવતા પ્રાણીઓ પ્રત્યે અનુકંપાભાવ. ખરી અનુકંપાવૃત્તિ હોય તો કોઇનું દુઃખ, અજ્ઞાન કે મૂર્ખતાજન્ય હોય તો પણ દયાવૃત્તિ જ સ્ફુરે છે.

(૫) અઢારે દોષોથી રહિત સર્વજ્ઞ મહાપુરૂષોએ વિહિત કરેલા જીવન-નિયમો એ સત્યના અવિચળ નિયમો છે એવી પ્રતીતિ.*

અઢાર દોષોનું નિરૂપણ અને તેનું નિવારણ સદાચારના નિયમોમાં કરવામાં આવ્યું છે.

## સત્ય દેવ, સદ્ગુરૂ અને સદાચાર-ધર્મ.

સત્ય દેવ એ જૈન સિદ્ધાન્ત મુજબ એક સર્વોચ્ચ આદર્શ છે. આપણે પણ પ્રાન્તે તેના જ જેવા બનીએ એવા ઉદ્દેશથી આ આદર્શ ચિત્ત સમીપ રાખવામાં આવે છે. સત્ય દેવત્વ એ ઉત્કૃષ્ટ પદ છે. એ સિદ્ધ સ્થિતિમાં સર્વ આત્માઓ સરખા છે. તીર્થંકરો એ સત્ય દેવો છે, કેમકે તેમણે ઉત્કૃષ્ટ પદ પ્રાપ્ત કર્યું છે. એ પદ કોઇ આ જન્મમાં જ તો કોઇ અનેક જન્મો પછી સાધ્ય કરે છે. તીર્થંકરોએ મનુષ્યો વચ્ચે રહીને જ આદર્શ મનુષ્યત્વ (પૂર્ણત્વ) પ્રાપ્ત કર્યું હતું. આ રીતે તીર્થંકરત્વ એક ભાવ માત્ર જ નથી.

સમ્યક્ત્વભાવની પ્રાપ્તિ થાય ત્યારે સત્ય દેવનું યથાર્થ સ્વરૂપ સમજાય છે. નીચેના ૧૮ દોષો જેમનામાં ન હોય તે જ સત્ય દેવ છે એવી દ્રઢ પ્રતીતિ થાય છે.

---

* આસ્તિક્ય.

(૧ થી ૫) અંતરાય કર્મની સર્વ (પાંચે) પ્રકૃતિઓનું અનસ્તિત્વ કોઇ પણ સારૂં કાર્ય કરવાની ઇચ્છા થતાં સત્ય દેવોને અંતરાય થતો નથી સત્ય કાર્ય કરવા નિમિત્તે તેમનામાં નિર્બળતા કે અશક્તિ હોય જ નહિ

(૬) ઉપહાસ આદિ વૃત્તિનું અનસ્તિત્વ હાસ્ય આદિ ભાવો સામાન્ય રીતે અપરિચિત કે અપરિપક્વ વિચારોથી પરિણમે છે આથી એ એક પ્રકારનું અજ્ઞાન સૂચવે છે આદર્શ મહાપુરૂષ કોઇ પણ વસ્તુથી અજ્ઞાત હોઇ શકે નહિ

(૭) કોઈ પણ લૌકિક વસ્તુ માટે રાગ (રતિ) નો અભાવ કોઈ વસ્તુ હોય કે ન હોય તો પણ સત્ય દેવોને આંતરસુખની દશા વર્તે છે કોઇ વસ્તુનો રાગ હોય તો તેનો નાશ દુઃખનું કારણ થઈ પડે દા ત તકીઆ ઉપર રાગ હોય તો તે ગૂમ થતાં દુઃખ થાય છે ઇન્દ્રિય-રાગ એ એક પ્રકારનું દૌર્બલ્ય છે

(૮) નિશ્ચય યુક્ત અરતિ-ભાવનું અનસ્તિત્વ અરતિ એ દુઃખનું કારણ છે આથી સત્ય દેવોને કોઈ પણ વસ્તુ માટે નિશ્ચયપૂર્વક અરતિ હોતી નથી આદર્શ મહાપુરૂષોમાં દુઃખોત્પાદક રતિભાવ ન જ હોઇ શકે

(૯) ભયની અવિદ્યમાનતા શરીર, કીર્તિ, મીલ્કત વિગેરેના નાશથી ભય-વૃત્તિ ઉદ્ભવે છે એ સર્વ આપણાથી પર (જુદા) નથી એવા ખ્યાલથી તેમના નાશનો વિચાર થતાં પણ ભયની ભાવના ઉપસ્થિત થાય છે સત્ય આત્મા એ સર્વથી ભિન્ન છે એવો સાક્ષાત્કાર ન થયેલો હોવાથી ભ

આવી રીતે ભયની લાગણીઓ થાય છે. શરીર આદિ ભૌતિક વસ્તુઓને આપણા પ્રધાન અંશો માની લેવાથી જ ભયનું અસ્તિત્વ રહે છે. વિશ્વનાં કોઈ પણ બળથી આત્માનું કંઈ પણ અહિત થતું નથી એવી દ્રઢ માન્યતાથી સત્ય દેવો સર્વદા ભય રહિત રહે છે. ભયવૃત્તિ એ જ્ઞાનના અભાવ અને દૌર્બલ્યનું સૂચક છે.

(૧૦) તિરસ્કારવૃત્તિ કે અપ્રત્યાકર્ષણ—ભાવનો અભાવ. તિરસ્કાર ભાવથી એક પ્રકારનું દુઃખ ઉત્પન્ન થાય છે. વળી વસ્તુના બધાંયે સ્વરૂપોનું યથાર્થ જ્ઞાન હોય તો ઘૃણાવૃત્તિ રહેતી જ નથી.

(૧૧) ઉદ્વેગનું અનસ્તિત્વ. સત્ય દેવોને દયા અને અનુકંપા જ હોય. તેમને ઉદ્વેગ ભાવ જરાયે હોતો નથી. ઉદ્વેગ એ પણ એક પ્રકારનું દુઃખ જ છે.

(૧૨) વિષયસુખની ઈચ્છાની અંતરધ્યાનતા. સત્ય દેવોમાં વિષયવાસનાનું સંપૂર્ણ અનસ્તિત્વ હોય છે.

(૧૩) શ્રદ્ધાવૃત્તિ અને સત્પ્રતીતિનું સંપૂર્ણ સત્યત્વ. આ વૃત્તિમા ક્રોધ, લોભ અને હિંસાના ભાવો સર્વથા લુપ્ત થાય છે.

(૧૪) અજ્ઞાનનો સંપૂર્ણ વિનાશ. અજ્ઞાનના વિનાશને કારણે સત્ય દેવો સર્વજ્ઞ જ હોય છે.

(૧૫) નિદ્રાનો અભાવ. સત્ય દેવોને નિદ્રાની જરૂર જ રહેતી નથી. નિદ્રા સર્વજ્ઞત્વને બાધક છે. સર્વજ્ઞત્વમાં અંતરાય થાય તો સત્ય દેવત્વ રહેતું નથી.

(૧૬) ઇન્દ્રિય-સુખની વૃત્તિ, તેમજ તમામ પ્રકારની ઇચ્છાઓ ઉપર સંપૂર્ણ સંયમ

(૧૭) રાગનું અનસ્તિત્વ સુદેવોને કોઇ વસ્તુ કે વ્યક્તિ માટે લેશ પણ રાગ હોતો નથી કોઇ લૌતિક સુખો કે વસ્તુઓ મેળવવાની સુદેવોને ઇચ્છા થતી નથી સંસારી સુખો કે લૌતિક વસ્તુઓ પ્રાપ્ત કરવાને સુદેવો કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરતા નથી

(૧૮) જડ વસ્તુઓ તેમજ ચેતન પ્રાણીઓ તરફ કોઇ પણ પ્રકારના તિરસ્કાર ભાવનો અભાવ

મહાવીર આદિ સર્વ તીર્થંકરોમાં કોઇ પણ પ્રકારના દોષનું સર્વથા અનસ્તિત્વ હતું એ સર્વ સુદેવો કોઇ પણ પ્રકારના દોષથી રહિત હતા અઢારે દોષથી તેઓ સર્વથા મુક્ત હતા

સમ્યક્ત્વભાવની પ્રાપ્તિ થાય એટલે ઉપરોક્ત ૧૮ દોષો પૈકી કોઇ પણ દોષયુક્ત દેહધારી આત્મા કે વ્યક્તિની સુદેવ તરીકે ગણના થતી હોય તો તે ગણના મિથ્યા ઠરે છે દોષયુક્ત દેવને સુદેવ તરીકે ન જ ગણવાની દ્રઢ માન્યતા પરિણમે છે અઢારે દોષોની યથાયોગ્ય નિરીક્ષા કરવી એ સત્ય દેવની પરીક્ષામાં ખાસ આવશ્યક છે કોઇ પણ સત્ય દેવમાં ૧૮ દોષો પૈકી એક પણ દોષ ન હોય એ જોવું ખાસ જરૂરી છે *

*આ અઢાર દોષોની નિવૃત્તિથી આત્મ પુરમાં અનંત ગુણ પ્રગટ થાય છે દા૦ ત૦ ઘઉં વીણવા કાંકરા વીણાઈ જતાં બધા ચોકખા ઘઉં રહે છે

સુદેવો વિશ્વના કર્તા નથી. તેઓ વિવિધ પ્રકારની આજ્ઞાઓ બહાર પાડતા નથી. પોતાના નિયમોનું પાલન થવું જ જોઇએ એવો આગ્રહ તેમને હોતો નથી.

## સુગુરુ.

સુગુરુ સત્ય દેવની ગેરહાજરીમાં આપણને આધ્યાત્મિક સત્યનો બોધ આપે છે. પાંચ મહાવ્રતધારી સુગુરૂઓ જ ખરો આધ્યાત્મિક બોધ આપી શકે.* સમ્યક્ત્વભાવની પ્રાપ્તિ થયા પછી સુગુરુનાં મહત્ત્વ સંબંધી સચોટ પ્રતીતિ થઇ જાય છે. સુગુરુ સ્ત્રી કે પુરૂષ કોઇ પણ હોય.

સુગુરુઓ પાંચ મહાવ્રતોનું પાલન કરે છે. એ સર્વે વ્રતો જાણવા જેવાં હોવાથી આ નીચે આપ્યાં છે:—

(૧) શરીર, મન અને વાણીના ઉપયોગપૂર્વક બેદરકારીથી કોઇ પણ પ્રાણીની સુગુરુઓ હિંસા કરતા નથી. કોઇ પણ પ્રકારનાં સ્વરૂપયુક્ત જીવન ( દા. ત. વનસ્પતિ, જળ આદિ ) નો તેઓ ઘાત કરતા નથી. આ રીતે તેમની અહિંસાવૃત્તિ સંસારીઓ કરતાં ઘણી જ ચઢીયાતી છે.

( ૨ ) સુગુરુની વાણીમાં હમેશાં સંપૂર્ણ સત્ય હોય છે. તેઓની વાણીમાં અપ્રિયતા હોતી નથી. સુગુરૂઓનાં વચન સર્વદા પ્રિય હોય છે. વળી સુગુરૂઓ અહિતકારી

*પાચ મહાવ્રતો એ સાધુ–સાધ્વીઓને પાળવાના વ્રતો છે. આથી સાધુઓ પંચમહાવ્રતધારી કહેવાય છે. શ્રાવકોને પાળવાનાં નાનાં વ્રતોને (અણુવ્રત) કહે છે.

વચનો કદાપિ બોલતા નથી બીજાનુ કલ્યાણ થશે એવુ પોતાને ખાત્રીપૂર્વક લાગે ત્યારે જ સુગુરુઓ પોતાની વાણીનો યોગ્ય ઉપયોગ કરે છે

( ૩ ) સુગુરુઓ શરીરના નિભાવ માટે જે વસ્તુઓ જરૂરી છે તેજ વસ્તુઓ લે છે માલીક આપે તે વિના તેઓ કોઇ પણ વસ્તુ લેતા નથી

ચેતન અને અચેતન એમ બે પ્રકારની ગ્રહેય વસ્તુ ઓમા સુગુરુઓને ચેતન વસ્તુઓ સર્વથા અસ્વીકાર્ય છે સુગુરુઓ ચેતન પ્રાણીઓનો કદાપિ સ્વીકાર કરતા નથી માલીક આપે તો પણ ચેતન પ્રાણીનો સ્વીકાર તેમને માટે ત્યાજ્ય છે માલેકની ઇચ્છા હોય પણ જે તે પ્રાણી ( દા ત પોપટ )ની ખુશી છે કે નહિ એ પ્રશ્ન અત્રે ઉપસ્થિત થાય છે બીજે જવા કોઇ પ્રાણી ખુશી ન પણ હોય કોઇ પ્રાણી ખુશી હોય તો પણ જે તે પ્રાણી સ્વાતન્ત્ર્યને પસદ કરે છે આથી સુગુરુઓ કોઇ પણ સ્થિતિમા ચેતન પ્રાણીનો સ્વીકાર કરતા નથી *

જડ વસ્તુઓમા પણ કેટલીક વસ્તુઓ સુગુરુઓને માટે સ્વીકાર્ય નથી આહાર વિગેરે કોઇ પણ વસ્તુ ખાસ તૈયાર કરવામા આવે તો તેનો સ્વીકાર સુગુરુથી અશક્ય બને છે પોતાને માટે ખાસ તૈયાર કરવામા આવતી ચીજોનો સ્વીકાર કરતા જે તે ચીજ બનાવવાના પાપના પોતે ભાગીદાર બને છે એમ સુગુરુઓ માને છે આવી

* " માત્ર શિષ્ય ગ્રહણ કરે છે "

રૂઢ માન્યતાથી સુગુરુઓ પોતાને માટે ખાસ બનાવેલી ચીજોનો સ્વીકાર કરતા નથી. પોતાના ગુરૂ કે સત્ય દેવો અમુક વસ્તુઓ ગ્રહણ ન કરવાનું ફરમાન કરે તો સાધુઓથી તે વસ્તુઓનો સ્વીકાર થઇ શકતો નથી. સાધુઓને પોતાના ગુરુ કે સત્ય દેવનું કહેવું માનવું જ પડે છે. આ પ્રકારનો આજ્ઞાંકિતભાવ કોઇ સૈનિકના આજ્ઞાંકિતભાવ જેવો નથી. સૈનિક આજ્ઞાનો લોપ કરે તો તેનો ઉપરી અમલદાર કદાચ તેને મારી પણ નાખે. શિષ્યના આજ્ઞાભંગથી ગુરુ હિંસા કરે ( શિષ્યનો ઘાત કરે ) એમ બનતું જ નથી. શિષ્ય અને સૈનિકના આજ્ઞાંકિતભાવમાં કંઇક સામ્ય છે; પણ આજ્ઞાભંગના પરિણામોમાં ( તેમના મુરબ્બીઓની દ્રષ્ટિએ ) ઘણો મોટો ભેદ છે.

(૪) વિષય–વાસનાનો સંપૂર્ણ ત્યાગ. સુસાધુઓમાં વિષયવૃત્તિનો સર્વથા અભાવ હોય છે.

(૫) માલેકી કહી શકાય એ અર્થમાં સુગુરુઓ પાસે કશીયે મીલ્કત હોતી નથી. વસ્ત્રાદિનો સ્વીકાર તેઓ માલેકી હક્ક તરીકે કરતા નથી.

જેઓ ખરા સાધુઓ છે તેઓ ઉપરોક્ત પાંચે મહાવ્રતોનું યથાર્થ રીતે પાલન કરે છે.

## સદાચારના નિયમો.

સમ્યક્ત્વભાવની પ્રાપ્તિ થતાં મનુષ્યને સદાચારની આવશ્યકતાની નિશ્ચયયુક્ત પ્રતીતિ થાય છે. સદાચાર–વૃત્તિ

અત્યત સ્ફુરી ઉઠે છે સદાચારના નિયમોનુ જે વિધાન થયેલુ છે તે અધ પતનના નિવારણુ અને આધ્યાત્મિક પ્રગતિમા સહાય એમ બન્ને કાર્યોનો નિર્દેશ કરે છે આધ્યાત્મિક પ્રગતિમા સહાય કરવી અને આત્માનુ અધ પતનથી નિવારણુ કરવુ એ સદાચારના નિયમોનો મુખ્ય ઉદ્દેશ છે સામાજિક તેમજ બીજી સર્વ દ્રષ્ટિએ બીજાઓનુ ભલુ કરી શકાય એ આ નિયમોનુ અ તિમ રહસ્ય છે

સમ્યક્ત્વભાવની પ્રાપ્તિ થયા બાદ સદાચારના કોઇ પણ નિયમનુ અવલ બન સમભાવ, પ્રેમ, દયા, અનુક પા આદિ ઉપર હોવુ જોઇએ એવી મનુષ્યને પ્રતીતિ થાય છે સદાચારના નિયમોમા દયાભાવ પ્રાધાન્ય ભોગવે છે આથી બીજાઓનુ જેથી અહિત થાય કે ચેતન પ્રાણીઓની જેથી હિ સા થાય એ નિયમ સદાચારનો સત્ય નિયમ ન જ હોઇ શકે દરેક સમ્યક્ત્વભાવી આત્માને આ સિદ્ધાન્તની પૂરેપૂરી જાણુ અને ખાત્રી હોય છે સદાચારના સત્ય નિય મમા સ પૂર્ણ દ્રઢ શ્રદ્ધા રાખીને સમ્યક્ત્વભાવીઓ તદનુસાર વર્તન કરે છે દરેક પ્રાણી તરફ દયાભાવ હોવાથી જે ધર્મમા પ્રાણીઓની હિ સાને કોઇ પણ રીતે સ્થાન હોય તે ધર્મનુ અનુસરણુ સમ્યક્ત્વભાવીઓ કરતા નથી

## દયાભાવ

દયાભાવ એટલે પ્રેમ એમા અન્ય જીવોનુ રક્ષણુ કરવુ, તેમના પ્રત્યે પ્રેમ રાખવો, હિ સાથી પર ( દૂર )

રહેવું, પ્રાણીમાત્ર તરફ વિશુદ્ધ ભાવથી અનુકંપાશીલ થવું વિગેરે દયાભાવજનક વૃત્તિઓ આવી જાય છે.

સર્વ જીવો પોતાનો આધ્યાત્મિક વિકાસ કરે એવી શુભ ભાવના પણ દયાભાવથી જ પરિણમે છે. દયાભાવ એ આત્માનું ખરૂં રક્ષણ કરવાની વૃત્તિ છે. જેને સમ્યક્ત્વભાવને લઇને ખરો દયાભાવ ઉત્પન્ન થયો હોય તેને અનંતકાળ સુધી આત્માની અજ્ઞાન અને મુગ્ધદશા માટે પોતાના આત્માની જ ખરેખર દયા આવે છે. દુઃખ અને સુખ (વૈભવ આદિ) એ ખરા આત્મ-ગુણોના કટ્ટર વિરોધીઓ હોવાથી આત્માની દયા ચિંતવનારાઓ એ બન્નેથી પર રહે છે.

વિશુદ્ધ દયાભાવને પરિણામે સર્વ પ્રાણીઓ માટે દયાભાવ ઉત્પન્ન થાય છે. પોતાને દુઃખ જેવી રીતે અપ્રિય હોય છે તેવી જ રીતે અન્ય પ્રાણીઓને પણ દુઃખ અપ્રિય જ હોય છે, એવી દૃઢ પ્રતીતિથી ખરા દયાભાવી મનુષ્યો કોઇને કોઇ પ્રકારનું દુઃખ આપતા નથી. મૃત્યુ પછી કોઈ સુખી સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી બીજાઓનું અહિત કરતાં અટકવું કે તેમને નુકશાન ન કરવું એ પણ દયાભાવનું એક સ્વરૂપ છે. દયાનું આ સ્વરૂપ સર્વોચ્ચ દયાભાવ નથી.

કોઇ મનુષ્યને ખરે માર્ગે લઈ જવાની શુભ વૃત્તિથી કંઇક અપ્રિય વાત કહેવી એ પણ કેટલીક વાર દયાભાવનો એક પ્રકાર જ હોય છે. આ પ્રકારના દયાભાવમાં શરૂઆ-

તમા લાભ ન હોય, પણ પરિણામે લાભ હોય છે વૈરભાવ કે તિરસ્કાર વૃત્તિથી કોઈને કંઈ અપ્રિય વાત કહેવાય તેમા દયાભાવ નથી જ વૈરભાવ કે તિરસ્કાર ન હોય અને શુભ કરવાની વૃત્તિથી અપ્રિય વચનો કોઈને કહેવાય એમા જ દયાભાવ સભવી શકે છે

આ સિવાય દયાના અપેક્ષાજન્ય અને સપૂર્ણ નિશ્ચિત બે સ્વરૂપો છે દયાભાવના આ બન્ને પ્રકારોને અનુક્રમે વ્યવહાર–દયા અને નિશ્ચય–દયા કહે છે

સમ્યક્ત્વભાવના નિદર્શક સર્વ સ્વરૂપો પૂરા થયા હવે અમુક વસ્તુમા સમ્યક્ત્વભાવ કે અસમ્યક્ત્વભાવ કેમ છે? એ પ્રશ્ન આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે સર્વજ્ઞ મહાપુરૂષોના ઉપદેશની દષ્ટિએ આ પ્રશ્નનો ઉકેલ સહેલો છે

જો ભૌતિક દ્રવ્યનુ પ્રાધાન્ય આત્મા કરતા વિશેષ હોય તો એ અસમ્યક્ત્વભાવ છે એવો સર્વજ્ઞ સુદેવોનો પરમ બોધ છે આત્માનુ ભૌતિક દ્રવ્ય સાથે મિશ્રણ, જીવન નિમિત્તે આવશ્યક નથી ભૌતિક દ્રવ્યના મિશ્રણથી આત્માના સાહજિક ગુણોનુ આવરણ થાય છે આ બન્ને તત્ત્વોનુ યથાર્થ જ્ઞાન જેમને હોય તેઓ અસમ્યક્ત્વભાવને ઇચ્છે અને આત્માના ગુણોને ગુગળાવા દે?

આત્મ દ્રવ્યનુ જ પ્રાધાન્ય ઇચ્છનારા સમ્યક્ત્વભાવીઓ ભૌતિક દ્રવ્યનુ બને તેટલુ નિ મારણ કરે તેઓ અસમ્યક્ત્વભાવયુક્ત મુગ્ધદશાનો બને તેટલો નિરોધ જ કરે

## સમ્યક્ત્વભાવનાં વિઘાતક કારણો.

સમ્યક્ત્વભાવના પાંચ વિઘાતક કારણો છે. આથી સત્ય શ્રદ્ધામાંથી અધઃપતનજનક નીચેનાં પાંચ પાપો (પુણ્ય માર્ગનું ઉલ્લંઘન કે તેથી પ્રતિનિવૃત્તિ) ન થાય તે માટે સમ્યક્ત્વભાવી ખાસ કાળજી રાખે છે. કેટલાક સમ્યક્ત્વભાવના વિઘાતક કારણોથી દૂર રહેવાની પ્રતિજ્ઞા લે છે. સમ્યક્ત્વભાવના વિઘાતક કારણો આ રહ્યાં:—

(૧) શંકા—આ શંકા તે કોઇ ધર્મસિદ્ધાન્ત વિષયક હોય છે. સત્યની એક વાર પ્રતીતિ થયા પછી આવી શંકા ઉદ્ભવેલી હોય છે.

(૨) આશંકા—કોઇ મનુષ્ય શબ્દ માત્રથી દીવાલને પાડી નાખે કે એવા કોઇ દેખીતા ચમત્કાર કરી બતાવે તેથી એ મનુષ્ય જીવન કે આધ્યાત્મિક સત્ય સંબંધી જે કંઇ કહે એ બધું સત્ય જ હોય એમ માનવાની વૃત્તિ તે આશંકાભાવ છે. સંતપુરૂષો જ ખરા ચમત્કારો કરી શકે છે. સંતત્વ રહિત મનુષ્યો માટે કોઇ વાસ્તવિક ચમત્કારની માન્યતા અને તેમનાં જે તે કથનમાં શ્રદ્ધા રાખવી એ નરી આશંકા—વૃત્તિ છે.

(૩) વિતિગિચ્છા—ધર્મનું પાલન અમુક વખત કર્યા બાદ દુઃખ, વ્યાધિ, લાભાલાભ આદિની પર્યાપ્તિ થતાં ધર્મની કાર્યસાધકતા માટે જે શંકા ઉદ્ભવે છે તેને વિતિગિચ્છા કહે છે. દુઃખ, વ્યાધિ વિગેરેમાં તત્ત્વજ્ઞાનનો—ધર્મનો દોષ કાઢવો એ ભુલભરેલું છે. દુઃખ આદિનું

કારણ ભૂતકાલીન કર્મો છે એવી દ્રઢ પ્રતીતિ થવી અને રહેવી જોઇએ

( ૪ ) ઉન્માર્ગગામીઓની પ્રશ સા—એ સમ્યક્ત્વભાવના વિઘાતનુ ચોથુ કારણ છે સમ્યક્ત્વભાવીઓ કસાઇઓ, નેપોલીયન જેવા હિ સકો વિગેરેની પ્રશ સા કરી શકે જ નહિ અનેક પ્રકારની મૂર્ખાઇ જેમા હોય એવા કાર્યો કરનાર કહેવાતા સાધુમ તોને ( ફકીરો, બાવાઓ વિગેરેને ) તેઓ સ તપુરૂષ તરીકે માને જ નહિ તેમની કોઇ રીતે ચમત્કારી પુરૂષ કે સત્યધર્માનુયાયી તરીકે ગણના ન જ કરે

(૫) અતિશય પરિચય—એ સમ્યક્ત્વભાવનુ વિઘાતક છેલ્લુ કારણ છે અત્ય ત પરિચિતપણાને લીધે અમુક કદાશ્રહી મનુષ્ય વિગેરે વિના ન જ ચાલે એવો ભાવ પ્રદીપ્ત થાય છે એથી આપણા પરિચયવાળા મનુષ્યના દુર્ગુણો આપણામા આવવાનો સ ભવ છે

ઉપરોક્ત પાચ કારણો ખરા પુણ્ય—માર્ગના ઉલ્લ ઘન રૂપ અને સમ્યક્ત્વભાવના વિઘાતક મુખ્ય કારણો છે પુણ્ય—માર્ગના વિરાધક બીજા કારણો પણ (આ ઉપરાત) છે એ નિ શ ક છે

## પ્રાણી માત્રની વિવિધ શ્રેણીઓ

હવે આપણે જીવશ્રેણીનો વિચાર કરીએ આ વિશ્વના પ્રાણી માત્ર જુદી જુદી શ્રેણીઓમા હોય છે એ સર્વશ્રેણીઓના જ્ઞાનથી આપણી વર્તમાન સ્થિતિનુ આપ-

ણુને જ્ઞાન થાય છે. આપણી હાલની શ્રેણી કઇ છે તે આપણે બરાબર જાણી શકીએ છીએ.

સમ્યકૂત્વભાવની પ્રાપ્તિ ન થઇ હોય, ચોથું ગુણસ્થાન પ્રાપ્ત ન થયું હોય એવા જીવોને ત્રણ ક્રમો (શ્રેણીઓ) માંથી પસાર થવું પડે છે. માર્ગાનુસારીના ૩૫ નિયમોનું યથાર્થ પાલન આવશ્યક છે.

માર્ગાનુસારીના નિયમોનાં પાલનથી આધ્યાત્મિક અધઃ-પતનનો નિરોધ થાય છે અને સમ્યકૂત્વભાવની યથાયોગ્ય પરિણુતિ થાય છે.



## જીવોના વિવિધ પ્રકારો (શ્રેણીઓ)

- સંસારી
  - સયોગી
    - છદ્મસ્થ
      - સમોહિન
        - ઉદિતમોહિન
        - અનુદિતમોહિન
      - અમોહિન
    - કેવલી
  - અયોગી
- સિદ્ધ [મુક્ત]



## જીવોનાં સ્વરૂપ.

- સંસારી
  - ચિત્ત, વાણી અને શરીરના વ્યાપાર ( યોગ ) યુક્ત જીવો.
    - અપૂર્ણજ્ઞાની.
      - ઉન્માદક (મોહક) તત્ત્વયુક્ત જીવો.
        - ઉન્માદકદશાના ઉદયવાળા જીવો.
          - કષાય આદિના સ્થૂલજ્ઞાતા જીવો.
            - કષાય આદિ મોહક તત્ત્વોના હ્રાસ માટે કાર્યસાધક પદ્ધતિ રહિત જીવો.
              - ચિત્ત અને ઇન્દ્રિઓ ઉપર સંયમ ( વિરાગ ) રહિત જીવો.
              - સંયમયુકત જીવો.
            - મોહક તત્ત્વોના ક્ષય માટે પરિણામકારી પદ્ધતિવાળા જીવો.
          - કષાયો વિગેરેનું સૂક્ષ્મ સ્વરૂપ જાણનારા જીવો.
        - મોહદશાના ઉદય રહિત જીવો.
      - ઉન્માદકદશા રહિત જીવો.
    - સર્વજ્ઞ.
  - ચિત્ત આદિની પ્રવૃત્તિ રહિત જીવો. ( મોક્ષની પૂર્વગામી આ અયોગી દશા ક્ષણિક હોય છે.)
- સિદ્ધ

જીવોની ઉપરોક્ત શ્રેણીઓ ઉપરથી જીવો કેવી જુદી જુદી સ્થિતિઓમા હોઇ શકે છે તે બરોબર સમજી શકાય છે એ સર્વનો સાર એ છે કે જીવોના મુખ્ય બે પ્રકાર છે–ભવી ( ભવ્ય ) અને અભવી એમા અભવી જીવો એવા હોય છે કે તેમને કદાપિ મુક્તિ મળતી નથી ભવ્ય ( મોક્ષગામી ) જીવોમા કેટલાક જીવો એવા હોય છે જેમણે સ સારવાસનાઓ (રાગ) ની ગ્રન્થીઓનુ છેદન કરેલુ હોય છે કેટલાકની રાગ–દશાની ગ્રન્થીઓ અચ્છેદિત હોય છે કેટલાયે જીવો સ સારી અને કેટલાયે સિદ્ધદશા ભોગવે છે

અભવ્ય જીવોના સ બ ધમા કેટલીક બાબત ખાસ વિચારણીય છે અભવી જીવોને, આ સ સાર વસ્તુત દુ ખી હોવા છતા તેમા દુ ખ લાગતુ નથી પોતાને કદાપિ મોક્ષ જ નહિ મળે એવા વિચારથી અભવીઓનુ ચિત્ત ઉદ્વિગ્ન થતુ નથી અભવ્યોનુ અસ્તિત્વ સદાકાળ હોય છે તેઓ કદાપિ મોક્ષગામી નહિ હોવાથી તેમની વિદ્યમાનતા સ સારમા સવદા ( અન તકાળપર્ય ત ) રહેશે વિશ્વ અભવ્યો રહિત બને એવો કોઈ કાળ નહિ જ આવે મોક્ષની અપ્રાપ્તિ માટે અભવ્યોને કશુયે લાગતુ નથી ભવ્ય જીવોને જ મોક્ષની અપ્રાપ્તિ માટે દુ ખ થાય છે

## સમ્યક્ત્વભાવના ઉપાયો

માર્ગાનુસારીના નિયમોનુ પાલન અને ત્રિકરણો* એ સમ્યક્ત્વભાવ–સિદ્ધિના ઉપાયો છે જે મનુષ્યને સમ્યક્ત્વ

* આત્માના પરિણામો

ભાવની ઇચ્છા થાય તેણે ત્રિકરણરૂપ ત્રણ સંસ્કારોમાંથી પસાર થવું જ જોઇએ. ત્રિકરણનું કાર્ય પૂરું થતાં રાગની ગ્રન્થી છેદાઇ જાય છે. મોહનીય કર્મની ત્રણ પ્રકૃતિઓ ( મિથ્યાત્વ, મિશ્ર ને સમ્યક્ત્વ ) તેમજ આજીવન સ્વરૂપના તીવ્ર કષાયોનું નિયમન થાય છે. સમ્યક્ત્વભાવનો એ રીતે પ્રારંભ થાય છે.

## × ત્રિકરણો.

સમ્યક્ત્વભાવની સિદ્ધિના ઉપાયો રૂપ ત્રિકરણોમાં અમુક કર્મ ખપાવવાના કુદરતી સમયકાળમાં અતિશય ઘટાડો થાય. આખુંયે સંસારીજીવન કેવળ દુઃખથી જ ભરેલું છે એવી અનુભવજન્ય ભાવના અને દ્રઢ પ્રતીતિથી કર્મો ખપાવવાના કાળમાં ઘણો જ ઘટાડો સૂચિત થાય છે.*

---

× વિશેષ માટે જુઓ લોકપ્રકાશ, ૫, પૃષ્ઠ ૧૯૮ અને ૫૯૯.

* આ કરણ ગ્રંથી ભેદાતી હોય એ અરસામા થાય છે. અપૂર્વ પહેલાં ન થયેલ અપૂર્વભાવ ઉત્પન્ન થાય છે. અહિં કેટલાક જીવો પોતાનું પ્રબળ વીર્ય પ્રકટ કરી તીક્ષ્ણ પરશુ સમાન મન-પરિણામવડે ગ્રથીને ભેદી નાંખી મોક્ષ જવા માટે તેને અમુક કાળ નિર્માણ થઈ જાય છે. એટલે અધિક છોડાતાં અને અલ્પ બંધાતા આખરે અનાભોગરૂપી પહેલા પ્રકારના પરિણામવડે ધાન્યના પાલાના દ્દષ્ટાંતે, પર્વત નદી પાષાણ ન્યાયે લઘુ લઘુ થતા જાય છે. મન-પરિણામ યથોચિત સંભવે છે અને ગ્રંથીદેશપર્યંત હોય છે, અને માત્ર પહેલું અભવ્યમાં પણ સંભવે છે. એ પહેલું કરણ છે.

—પ્રકાશક.

આ બીજા શુદ્ધિ ( સ સ્કાર ) કરણમા પણ કર્મ ખપાવવાના સમયકાળમા ઓછો–વત્તો ઘટાડો જ થાય છે આ દશામા તીવ્ર સ્વરૂપવાળા કષાયોથી મદ તર મુક્ત થવાની શુભ ભાવના જન્મે છે એથી કર્મોના સમયકાળમા જરૂર ઘટાડો થાય છે

છેલ્લા ( ત્રીજા ) શુદ્ધિકરણમા તીવ્ર કષાયોનુ સક્રિય રીતે નિયમન થાય છે આથી કષાયોની વૃદ્ધિ અશક્ય બને છે કોઇ કષાય કઈક વધતો માલુમ પડે કે તુરતજ તેનુ ચિત્તથી નિય ત્રણ થાય છે કષાય નિયમનનુ આ કાર્ય પ્રત્યક્ષ સ્વરૂપમા થાય છે +

રાગ–ગ્રન્થિ એ ભાવ અને અભાવયુક્ત વિવિધ વૃત્તિઓની એક પ્રકારની તરાપ છે હિ સા આદિ આચારોના મ તવ્યના સ બ ધમા જે સાચી–ખોટી વૃત્તિઓ અ તરમા હોય છે તે વૃત્તિઓને પરિણામે આત્મા ઉપર અનેક પ્રકારની તરાપો પડે એવુ ઘણીયે વાર બને છે

પાચે ઇન્દ્રિઓ તેમજ ચિત્તવાળા પ્રાણીઓને જ પ્રથમ શુદ્ધિકરણનો અનુભવ થઇ શકે પશુ–પક્ષીઓને અને મનુષ્યોને ચિત્ત તેમજ પાચે ઇન્દ્રિઓ હોય છે, આથી તેઓ આ સ સ્કરણનો અનુભવ કરી શકે મ સારની દુ ખયુક્તતાનો અનુભવ અન તવાર થયા છતા કોઈ પ્રાણીને દ્વિતીય ( બીજા ) શુદ્ધિકરણનો અનુભવ ન પણ થાય

+આદિ પ્રાણી આરભમા નિર્મળ આ ત્મરૂપ અનિવૃત્તિ કરણ વડે અ તર્મુહૂર્તના પ્રમાણવાળુ અ તરકરણ કરે છે પ્રકાશક

## સમય ( કાળ ).

સમય, આવલી, મુહૂર્ત્ત, દિવસ વિગેરે સમયના વિભાગો છે. સમય એ કાળનો લઘુતમ ( નાનામાં નાનો ) વિભાગ છે. આથી આંખના એક પલકાર માત્રમાં અસંખ્ય સમયો થાય છે. અસંખ્ય સમય એટલે ૧ આવલી. ૧૬૭૭૭૨૧૬ આવલીથી એક મુહૂર્ત્ત ( ૪૮ મીનીટ ) થાય છે. ત્રીસ મુહૂર્ત્ત એટલે ૧ દિવસ. સપ્તાહ ( અઠવાડીયું ), માસ, *વર્ષ આદિનાં પરિમાણ તો જાણીતાં છે. અસંખ્ય વર્ષોથી એક પલ્યોપમ થાય છે. દસ કોટાકોટી પલ્યોપમ વર્ષોથી એક સાગરોપમ બને છે.

## માર્ગાનુસારીના નિયમો.

માર્ગાનુસારીના નિયમોનું પાલન એ આત્માની પ્રગતિ માટે અનિવાર્ય છે. આત્માનું અધઃપતન તેથી અટકી પડે છે. માર્ગાનુસારીના નિયમો સમ્યક્ત્વભાવ પ્રાપ્તિને માટે સહાયરૂપ છે. એથી ત્રિકરણની પ્રાપ્તિ પણ થાય છે. નિકાચિત કર્મોનો આશ્રવ અટકાવવામાં તે પરિણામજનક ઉપાય છે. ભૂતકાળમાં સંચિત કરેલાં વિદ્યમાન કર્મોની નિર્જરા થાય છે. માર્ગાનુસારિત્વને કારણે પહેલાં ગુણસ્થાનમાંથી ચોથા ગુણસ્થાનની પ્રાપ્તિ થાય છે.

વિશ્વબન્ધુત્વ, દયાવૃત્તિ, પ્રેમ, સમભાવ વિગેરે શુભ વૃત્તિઓ ઉપર માર્ગાનુસારીના નિયમોનું વિધાન થયેલું છે.

* જુઓ વિશેષ માટે લોકપ્રકાશ

આથી માર્ગાનુસારીઓએ આ સર્વ શુભ ભાવોનો વિકાસ કરવો એ જરૂરનુ છે આ સર્વ વૃત્તિઓની સક્રિયતા વિનાનુ માર્ગાનુસારીપણુ નર્યો ફળ જ છે

માર્ગાનુસારીના નિયમોમા શુભ વિચારો, સત્ય શ્રદ્ધા તેમજ સદ્વર્તનને અનોખુ સ્થાન રહેલુ છે સુદેવો ( કોઈ કાળે ) આજ્ઞા ન કરતા હોવાથી એ નિયમોના વિધાનમા આજ્ઞા જેવુ કશુયે નથી આ રીતે વિચારતા આ નિયમો તેમનુ યથાર્થ પાલન કરનાર ચારિત્રશીલ વ્યકિતનુ એક સ્વરૂપ માત્ર છે નિયમો અને તેનુ પાલન કરનાર વચ્ચે કઈ ભેદભાવ ભાગ્યે જ છે નિયમોના પાલન ઉપરથી જે તે મનુષ્યના આચાર અને જ્ઞાન-દશાનુ પરિમાણુ થઈ શકે છે

આ નિયમોના પાલનના આતર અને બાહ્ય એમ બે સ્વરૂપો છે દ્રશ્ય વતન એટલે બાહ્ય સ્વરૂપ સાથે આતર સ્વરૂપની એકતા હોવી જોઇએ

માર્ગાનુસારીના નિયમોનુ પાલન બને સ્વરૂપોની દ્રષ્ટિએ થવુ જોઇએ તેમા વિચાર-દૌર્બલ્યનુ યથાયોગ્ય નિવારણુ કરવાનુ જ હોય નિયમોનુ પાલન હેતુની સિદ્ધિ અર્થે થાય એ ખાસ આવશ્યક છે બાહ્ય વર્તન શુભ ભાવો રૂપ આતર સ્વરૂપનુ કારણુ બને એ સ્થિતિ દરેક માર્ગાનુસારી માટે પરિણમવી જોઇએ સદાચાર કે બાહ્ય સિદ્ધાન્તોના હાર્દિક પાલનથી આત્માની વિશુદ્ધિ થાય છે કમ-રજનુ બને તેટલુ નિ મારણુ થાય છે

માર્ગાનુસારિત્વ એ આધ્યાત્મિક પ્રગતિના વાંચ્છુઓને ગ્રહણ કરવા યોગ્ય પહેલું પગથીઉં છે. આધ્યાત્મિક પ્રગતિમાં જેઓ આગળ વધેલા છે તેમને માટે માર્ગાનુસારીના નિયમો નથી. એ નિયમો આત્માના શુદ્ધિકરણના ઉપાયો છે. આધ્યાત્મિક ઉન્નતિનો પ્રારંભ કરનારાઓ માટે તે બહુ જ ઉપયોગી છે. તેનાં પાલનથી આત્મ–પ્રગતિની ભૂમિકા સ્વચ્છ બને છે. ચિત્ર જેના ઉપર આલેખવાનું હોય તે વસ્તુ જ અશુદ્ધ હોય તો સુંદર ચિત્ર આલેખાતું નથી તે જ પ્રમાણે માર્ગાનુસારીના નિયમોથી આધ્યાત્મિક પ્રગતિરૂપ ભૂમિકા શુદ્ધ કર્યા વિના તેના ઉપર અધ્યાત્મ સ્વરૂપનું સુંદર આલેખન થઈ શકતું નથી. આ રીતે માર્ગાનુસારીના નિયમોનું બરોબર પાલન કરવું એ આત્મોન્નતિના વાંચ્છુકો માટે ખાસ આવશ્યક છે. ખરા માર્ગાનુસારિત્વનું યથાર્થ પાલન આધ્યાત્મિક પ્રગતિનો પ્રારંભ કરનાર મનુષ્યો (ઉમેદવારો) માટે અનિવાર્ય છે. માર્ગાનુસારીના નિયમો એ આત્માના પ્રારંભિક શુદ્ધિકરણનો અમોઘ ઉપાય છે.

હવે આપણે માર્ગાનુસારિત્વના નિયમોની અનુક્રમે સમીક્ષા કરીએ.

## નિયમ પહેલો.

માર્ગાનુસારીએ આજીવિકા નિમિત્તે કોઈ સારો વ્યાપાર કે સેવા–માર્ગ ગ્રહણ કરવો જોઈએ. સારા નોકરી–ધંધાને પકડી રાખવા જોઈએ. જે નોકરી કે ધંધો નિકૃષ્ટ (હલકા) ગણાતાં હોય તેથી માર્ગાનુસારીઓએ પરાઙ્-

સુખ રહેવુ જોઇએ ધધાદારી હોય તો પોતાનો ધધો પ્રમાણિકપણાથી ચલાવવો એ પ્રત્યેક માર્ગાનુસારી માટે ખાસ જરૂરનુ છે બીજાની નોકરી કરતા માર્ગાનુસારીએ નીતિનુ સર્વથા પાલન થાય એ રીતે નોકરી કરવી જોઇએ ધધાદારીઓએ પોતાની મુડીના પ્રમાણમા જ ધધો કરવો એથી વધારે ધધો કરવો એ અનિષ્ટ છે નોકર હોય તેણે શેઠની યથાશક્ય સેવા ઉઠાવવી જોઇએ માર્ગાનુસારી વ્યાપારી હોય કે સેવક હોય પણ નીતિનુ યથાથ પાલન બન્ને માટે પરમ આવશ્યક છે

પ્રત્યેક માર્ગાનુસારી પોતાને ધધા કે નોકરીથી જે દ્રવ્ય મળે તેથી પોતાનુ તેમજ કુટુબનુ પોષણ કરી શકે છે એ દ્રવ્યમાથી દુખી માણસોને યોગ્ય મદદ થઇ શકે છે આ રીતે દુષ્કર્મનો નાશ અને સત્કર્મની પરિણતિ થાય છે માર્ગાનુસારીઓ જે તે કર્તવ્યનુ પાલન પોતાના જ દ્રવ્યથી કરે છે

માર્ગાનુસારીના નિયમોમા અહિસા, વિશ્વપ્રેમ અને સર્વનુ કલ્યાણ કરવાની વૃત્તિ પ્રાધાન્ય ભોગવે છે હલકો ધધો કે હલકી નોકરી ન કરવાનુ આથી ખાસ કારણ મળી રહે છે ગમે તેવી નોકરી કે હલકા ધધાને કારણે હિસા થાય, બીજાઓનુ અહિત થાય, મનુષ્ય આદિ પ્રત્યેનો પ્રેમ ઓસરી જાય, બીજાઓ પ્રત્યેની શુભવૃત્તિમા ફેરફાર થાય એવુ ઘણુયે બને આથી ખરો માર્ગાનુગામી કોઈ નિદ્યધધો કે નોકરી કરી શકે નહિ મનુષ્યો, પશુ

પક્ષીઓ, જીવજંતુઓની હિંસાજનક પ્રવૃત્તિઓથી માર્ગાનુસારી સર્વથા પર જ હોય. માર્ગાનુસારીથી કલાલ કે કસાઇનો કે કોઈ બીજો હિંસાજન્ય ધંધો થઇ શકે નહિ.

નોકરી ધંધામાં નીતિનું પાલન કેટલીક દ્રષ્ટિએ વિચારતાં ખાસ જરૂરી છે. એક તો એ કે નીતિશીલ મનુષ્ય ચિત્તની શાન્તિ અનુભવે છે.

અનીતિથી દ્રવ્ય કમાનારને એવી શાન્તિ હોતી નથી. પોતાની અનીતિ પકડાઇ આવશે વિગેરે અનેક બાબતોનો, અનીતિથી દ્રવ્યાર્જન કરનારાઓને ભય રહે છે. અનીતિથી મેળવેલાં દ્રવ્યનો ઉપયોગ કે ઉપભોગ કરનારાઓને કંઇ ને કંઈ ડર લાગ્યા જ કરે છે. નીતિથી દ્રવ્યનું અર્જન કરનારાઓ ચિત્તનું સ્વાસ્થ્ય ભોગવે છે. દ્રવ્યનો ઉપભોગ તેમનાથી સુખપૂર્વક થઈ શકે છે. ધાર્મિક અનુષ્ઠાનો નિડરતાથી થાય છે. અનીતિથી દ્રવ્ય કમાનારાઓની જેમ તેમને ભાવી જીવનનાં દુઃખનો ડર પણ રહેતો નથી. નીતિને કારણે સજ્જનોના સંયોગથી ભાવી જીવન સુધરે છે. સજ્જનો અનીતિમાન મનુષ્યો સાથે સંસર્ગમાં આવતાં સંકોચ ખાય છે. આથી અનીતિયુક્ત મનુષ્યોને સજ્જનોનો સંસર્ગ ભાગ્યેજ થાય છે. એટલે સજ્જનો—સદ્ગુણી મનુષ્યોના સંસર્ગ વિના ભાવી જીવન બગાડે છે.

આ ઉપરાંત અનીતિથી પ્રાપ્ત કરેલાં દ્રવ્યથી ચિત્તની પણ નિકૃષ્ટ દશા પરિણમે છે. એ રીતે દુષ્કર્મોની નિષ્પત્તિ

થાય છે ભાવી માટે કુકર્મોની ઉત્પત્તિ થાય છે આ સર્વ દૃષ્ટિએ જોતા અનીતિથી દ્રવ્ય ઉપાર્જન માર્ગાનુસારીઓએ ન જ કરવુ એ સર્વથા ઇષ્ટ છે

## નિયમ બીજો

જે માર્ગાનુસારીથી વિષય-વાસનાનુ સયમન ન થઈ શકે તેને માટે લગ્ન કરવુ એ જરૂરી છે ગૃહસ્થ માટે લગ્ન આવશ્યક છે એ લગ્ન શીલ, સ્વભાવ, જ્ઞાન, વય આદિ દૃષ્ટિએ કોઈ સમાન કન્યા સાથે થવા જોઇએ એક જ કુળના યુવક ને યુવતી સર્વ રીતે સમાન હોય તો પણ તેમનુ લગ્ન નિષિદ્ધ છે

આધ્યાત્મિક પ્રગતિને પથે પળતા માર્ગાનુસારી ગૃહસ્થમા વિષયવાસનાનો યથાયોગ્ય સયમ ન હોય તો ગમે તેમ વિષય-સેવન કરવા કરતા પરિણીત જીવન ઇષ્ટ છે લગ્નથી ક્લેશ, કલેશ આદિનુ નિવારણ થવાનુ કેટલાક સયોગોમા સભવનીય છે લગ્ને પરિણામે ઘણીએ વાર કેટલાક ભ્રમોનુ પણ નિવારણ થાય છે

## નિયમ ત્રીજો

આત્મ-પ્રગતિના વાચકોએ ભયાસ્પદ દૃશ્ય અને અદૃશ્ય દોષોથી સચેત રહેવુ જોઇએ જે કાર્યોના દુષ્પરિણામ સર્વત્ર પ્રત્યક્ષ સ્વરૂપમા જણાય તે કાર્યો સર્વથા

ત્યાજ્ય છે. પરસ્ત્રીનું દુષ્ટ ભાવથી નિરીક્ષણ, દ્યૂત ( જુગાર રમવો ), કારાગ્રહવાસ સેવવો પડે એવા અપરાધો વિગેરેથી માર્ગાનુસારીએ સંપૂર્ણ પરાઙ્મુખ થવું ઘટે.

## નિયમ ચોથો.

માર્ગાનુસારીઓ ખરા આધ્યાત્મિક અને પ્રભાવક પુરૂષોના સદાચાર અને ઉત્કૃષ્ટ જીવનનું બહુ મૂલ્ય આંકે છે. મહાપુરુષોનું અનુકરણ કરવા તેઓ બનતો પુરૂષાર્થ ફોરવે છે. મહાપુરુષોનો વિશ્વહિતકારી અનુભવ અનેરી પ્રેરણાઓનું સિંચન કરે છે. પ્રજ્ઞપુરુષોના સંસર્ગથી અનુભવયુક્ત સમર્થ મહાત્માઓ આત્મ–કલ્યાણની વાસ્તવિક ઇચ્છાવાળા મનુષ્યોનું બને તે રીતે કલ્યાણ કરવા સદા પ્રયત્ન-શીલ રહે છે.

મહાત્મા પુરૂષો બીજાઓનું કલ્યાણ થાય તે માટે પોતાનાં જીવનની કેટલીક નાની નાની બાબતોમાં ઉપેક્ષા-વંત હોય છે. મહાત્માઓ ઇર્ષ્યા, નિન્દા વિગેરેથી સદા પર રહે છે. ઉન્નતિમાં તેમને ગર્વ થતો નથી. કોઇ પ્રકારની હાનિ થાય ત્યારે તેમને કશુંયે દુઃખ થતું નથી. તેઓ અલ્પભાષી હોય છે. અવિચારીપણાથી કોઇને પોતાના શત્રુ બનાવતા નથી. વચનભંગની વૃત્તિથી તેઓ સર્વદા વિમુખ રહે છે. આવા અનુભવી મહાપુરુષોને 'શિષ્ટ' કહે છે.

માર્ગાનુસારીઓ પોતાનાં આત્મ–કલ્યાણ અર્થે અનુ-ભવી મહાપુરુષોનું બને તેટલું અનુકરણ કરે છે. અનુભવી

મહાપુરૂષો માર્ગાનુસારીઓના માર્ગ–દષ્ટા હોવાથી એ પ્રભા વક પુરૂષોને માર્ગે જવા માર્ગાનુસારીઓ યથાશક્ય પ્રયત્ન શીલ હોય છે માર્ગાનુસારીઓ 'શિષ્ટ' પુરુષોનુ અનુકરણ કરવુ એ આત્મ–ધર્મ સમજી તેને બનતો વર્તનમા ઉતા રવા સદૈવ ઇચ્છાવ ત રહે છે

## નિયમ પાચમો

ઇન્દ્રિય–સુખોની ઉપભોગ વૃત્તિનુ નિયમન એ માર્ગા નુસારિત્વનો પાચમો નિયમ છે આ નિયમ અનુસાર વિષય વાસનાની વૃત્તિ આદિનુ કેટલેક અ શે નિય ત્રણ થાય છે અન તકાળથી ઇન્દ્રિયજન્ય સુખો ભોગવતા જીવથી એ સર્વનો સ પૂર્ણ ત્યાગ કરવાનુ સુગમ નથી ઇન્દ્રિય–સુખોનો પરિત્યાગ અમુક અ શમા જ મોટે ભાગે શકય હોય

પ્રત્યેક માર્ગાનુસારીએ જે ઇન્દ્રિય–સુખો પોતાના કર્તવ્ય–માગથી વિપરીત હોય તેનો ત્યાગ કરવો જોઇએ જેથી ઇન્દ્રિય–સુખની ઉપભોગ વૃત્તિને પોષણ મળે એવી વૃત્તિઓનો પરિહાર કરવો જોઇએ વિષય–વાસના આદિમા ચિત્તનુ નિય ત્રણ કરવુ જોઇએ

માર્ગાનુસારીઓ માટે નીચેની વૃત્તિઓ પરિહાર્ય છે

( ૧ ) વિષય–વાસનાને પોષક ઇન્દ્રિયજન્ય સુખવૃત્તિ

( ૨ ) વાણી કે કાયથી અવિચારીપણે બીજાનુ અહિત કે નુકશાન કરનારી વૃત્તિને ઉત્તેજક ભાવ

( ૩ ) લોભને ઉત્તેજક વૃત્તિ. આ વૃત્તિને પરિણામે કોઈ મનુષ્ય ખરેખરો દુઃખી છે, એવી ખાત્રી થયા છતાં તેને દુઃખથી મુક્ત કરવાનું મન થતું નથી. બીજાનું દુઃખ-દર્દ ઓછું કરવા માટે દ્રવ્યાદિ સાધનો હોય તો પણ તેનો ઉપયોગ થતો નથી. બીજાઓનું દ્રવ્ય–મીલ્કત વિગેરે અયોગ્ય રીતે પડાવી લેવાની તીવ્ર ઇચ્છા થાય છે.

( ૪ ) મહાપુરુષોના પરમ બોધનો કદાગ્રહપૂર્વક અસ્વીકારરૂપ અભિમાનને ઉત્તેજક ઇન્દ્રિયજન્ય સુખવૃત્તિ. આ સ્થિતિમાં મહાત્માઓના પરમ બોધની પરીક્ષા થઈ શકતી નથી. મહાત્માઓ જેવું જ પોતાને જ્ઞાન હોવાનો અહંભાવ જાગે છે.

( ૫ ) કુળ, બળ, સૌંદર્ય, જ્ઞાન આદિનાં અભિમાનને પોષક વૃત્તિ. આ વૃત્તિ બીજાઓને ઉતરતા ગણવામાં સહાય-ભૂત બને છે તેથી બીજાઓ ઉપર જુલ્મ ગુજારવાની વૃત્તિ જાગે છે. આથી બીજાઓનું અહિત ઘણીયે વાર થાય છે.

( ૬ ) મૃગયા આદિથી અન્ય પ્રાણીઓને દુઃખ આપી પોતાનાં ચિત્તને આનંદ આપવાની વૃત્તિ

## નિયમ છઠ્ઠો.

માર્ગાનુસારીઓએ વિપત્તિ અને ભયનાં ખાસ સ્થા-નોનો પરિત્યાગ કરવો જોઈએ. યુદ્ધક્ષેત્ર, દુષ્કાળ ભૂમિ, મહા-રોગ ( મરકી વિગેરે )વાળું સ્થળ–એ સર્વ માર્ગાનુસારીઓ માટે પરિહાર્ય છે. માર્ગાનુસારીએ વિશેષ વૈમનસ્યવાળાં સ્થળનો

પણ ત્યાગ કરવો ઘટે એવા સ્થળમા રહીને કોઇ પણ ઇષ્ટ વસ્તુ સાધ્ય થવી એ અશક્યવત્ છે

## નિયમ સાતમો.

રક્ષણયુક્ત પરિસ્થિતિમા નિવાસ કરવો એ માર્ગાનુસારીને પાલન કરવાનો સાતમો નિયમ છે માર્ગાનુસારીઓએ જે દેશમા જાન-માલનુ પૂરેપૂરૂ રક્ષણ થતુ હોય તે દેશમા જ વાસ કરવો જોઇએ જે દેશમા કોઇ ધણીધોરી ન હોય, અપરાધીઓને શિક્ષા ન થતી હોય અને ગુન્હાઓનુ પ્રમાણ વધતુ જતુ હોય તે દેશમા રહેવુ એ યુક્ત નથી કોઇ પણ પ્રકારની સલામતી વિનાના દેશમા રહેનાર માર્ગાનુસારીની ચિત્ત-શાન્તિ અને આધ્યાત્મિક ઉન્નતિમા અનેક પ્રકારના અ તરાયો આવવાનો સ ભવ રહે છે

## નિયમ આઠમો.

માર્ગાનુસારીઓએ સદ્ગુણના પક્ષપાતી અને સદાચારી મનુષ્યોનો જ સ સર્ગ રાખવો જોઇએ અધ્યાત્મ દ્રષ્ટિએ જેમની આદર્શ પ્રગતિ થઈ હોય એવા મહાન્ પુરુષોનુ અનુકરણ કરવુ એ માર્ગાનુસારીનુ પરમ કર્તવ્ય છે

## નિયમ નવમો

માર્ગાનુસારીનુ નિવાસસ્થાન અત્ય ત ગુપ્ત કે જાહેર ન હોવુ જોઇએ બહુ ગુપ્ત પણ નહિ અને બહુ જાહેર પણ નહિ એવી રીતનુ મકાન હોવુ જોઇએ હિન્દમા પ્રાચીન

કાળમાં આ નિયમ ખાસ કરીને પ્રવર્તતો હતો. માર્ગાનુસારીનું નિવાસસ્થાન કલેશપ્રિય અને દુષ્ટ મનુષ્યો (પડોશીઓ) વચ્ચે ન હોવું જોઈએ. મકાનની નીચે ભૂગર્ભમાં કોઈ હિંસાજન્ય વસ્તુ (અસ્થિ) આદિ ન હોવું જોઈએ.

## નિયમ દશમો.

માર્ગાનુસારીનું પરિધાન (વસ્ત્રાદિ) સ્થિતિને અનુરૂપ હોવું જોઈએ. શક્તિ હોય છતાં પોશાક નિમિત્તે કોઈ પણ પ્રકારનો દુર્વ્યય કે ઉડાઉપણું ન જ થાય. પોશાકમાં વિશેષ ભપકો કે દંભ માર્ગાનુસારીઓ માટે ત્યાજ્ય છે.

## નિયમ અગિયારમો.

આવકનાં પ્રમાણમાં ખર્ચ. માર્ગાનુસારીનો ખર્ચ પ્રમાણસર હોવો જોઈએ. આવક અનુસાર પૈસાનો વ્યય કરવો એ માર્ગાનુસારીઓની ફરજ છે.

## નિયમ બારમો.

કોઈ દેશમાં અમુક સારો રિવાજ લાંબા કાળથી ચાલ્યો આવતો હોય તો તે રિવાજનું અનુકરણ માર્ગાનુસારીઓ માટે ઈષ્ટ છે. રિવાજનું અનુકરણ કરતા કોઈ મહાન્ સિદ્ધાન્તનો ભંગ નથી થતો એટલું જ ખાસ જોવું જોઈએ.

## નિયમ તેરમો.

આમિષ (માંસ) ભક્ષણ, મદ્યપાન આદિ માર્ગાનુસારીઓ માટે સર્વથા વર્જ્ય છે. મદ્યપાન–વૃત્તિ એ અસંખ્ય

સૂક્ષ્મ જીવોના વિનાશની કારણભૂત છે આમિષ-ભક્ષણમા ઘોર પ્રકારની હિંસા રહેલી છે એ તો સુવિદિત છે

## નિયમ ચૌદમો

પરનિન્દા કે બદનક્ષી બીજાઓનુ અહિત કરવામા કારણભૂત હોવાથી માર્ગાનુસારીઓએ એ બન્નેથી પર રહેવુ જોઇએ પરનિન્દામા સામાન્ય રીતે પારકાનુ અહિત કરવાનો ઉદ્દેશ હોય છે પારકી નિન્દામા કોઇ વાર કઇ ઉદ્દેશ ન હોય તો પણ તે અહિતકારી નીવડે છે આથી માર્ગાનુસારીઓએ કોઇની નિન્દા કરવાની વૃત્તિથી પરાઙ્મુખ થવુ જોઇએ રાજાની નિંદા એ ખાસ કરીને પરિહાર્ય છે

કોઇ મનુષ્યના કપટ-પ્રબન્ધોનુ નિદર્શન એ લાભદાયી છે તેમા નિન્દા કે બદનક્ષી ન હોવાથી, કોઇના કપટ-પ્રબન્ધોની પ્રસિદ્ધિ એ ઇચ્છનીય છે

## નિયમ પદરમો અને સોળમો.

શુદ્ધ દિલના અને સદાચારી મનુષ્યોનો જ સપર્ક માર્ગાનુસારીઓ માટે ઇષ્ટ છે દુર્જનોનો સસર્ગ સર્વથા ત્યજી દેવો જોઇએ

આઠમો નિયમ આધ્યાત્મિક મહાન્ પુરુષોને ઉદ્દેશીને છે એ રીતે આ નિયમો એ નિયમથી ભિન્ન છે

## નિયમ સત્તરમો

મા-બાપ પ્રત્યે પૂજ્યભાવ માબાપના અનહદ ઉપકારોનો બદલો ભાગ્યે જ વાળી શકાય આથી કૃતજ્ઞતાપૂર્વક

તેમના પ્રત્યેનાં કર્તવ્યનું પાલન કરવું એ તો ન જ ભૂલી શકાય. પિતૃઓ પ્રત્યેના પૂજ્યભાવમાં માર્ગાનુસારીઓમાં કોઈ પણ પ્રકારની ક્ષતિ કદાપિ ન જ આવવી જોઇએ.

## નિયમ અઢારમો.

કોઈ પણ મનુષ્યની ચિત્તવૃતિને ખેદ થાય એવાં કાર્યોથી માર્ગાનુસારીઓએ દૂર રહેવું જોઇએ કોઇની લાગણીને જેથી બીનજરૂરી રીતે દુઃખ થાય એવું કોઈ પણ કાર્ય માર્ગાનુસારીથી ન જ થઈ શકે. બીજાને દુઃખ થાય એવી વાણી પણ ન બોલી શકાય.

## નિયમ ઓગણીશમો.

આશ્રિતોનું પોષણ. પોતાના આશ્રિતજનોનું પોષણ કરવું એ માર્ગાનુસારીઓનું કર્તવ્ય છે. દરેક આશ્રિત પાસેથી જે તે યોગ્ય કામ લેવું જોઇએ. દરેક કામ યોગ્ય રીતે થાય છે કે નહિ તે બરોબર જોવું જોઇએ. આવી રીતની દેખરેખ વિના આશ્રિતો અહિતકારી બને એ સંભવનીય છે. કોઈ આશ્રિતમાં દુર્ગુણ આદિનો સંચાર થાય તો દુર્ગુણ વિગેરેનો નાશ કરવા—કરાવવા ઉત્સુક રહેવું જોઇએ. કોઇ આશ્રિતના દુર્ગુણ આદિના નિવારણની શુભેચ્છાથી જે તે દુર્ગુણ આદિથી સર્વદા સુપરિચિત રહેવું જોઈએ. આશ્રિતોના દુષ્કૃત્યોના સંબંધમા ઉપેક્ષાભાવ કોઈ રીતે ઈષ્ટ નથી. આશ્રિતોની પતનદશાથી પોતાની બુદ્ધિનું ઓછું મૂલ્ય અંકાય એ સ્થિતિ અસહ્ય હોવી જોઈએ. કોઈ આશ્રિત સર્પરૂપ હોય તો તેનો ત્યાગ જ ઇચ્છનીય છે.

આશ્રિત બહુ જ દુષ્ટ હોય તો તેનો ત્યાગ જ ઘટે દુષ્ટ આશ્રિતો સદા તિલાજલીને પાત્ર છે

## નિયમ વીસમો.

પરમ પુરુષો પ્રત્યે પૂજ્યબુદ્ધિ અને અતિથિઓ, દરિદ્રો તથા પાત્ર પુરુષોની સેવા પરમ પુરુષોની પૂજ્યબુદ્ધિથી સેવા કરવી એ ખરો આદર્શ છે એ આદર્શના પાલનમા મહાપુરુષો પ્રત્યેનો પરમભાવ વ્યકત થાય છે આદર્શ ખોટો હોય તો સમગ્ર જીવન પણ ખોટુ નીવડે જીવનના ખરા આદર્શનુ પાલન કરવુ એ માર્ગાનુસારીઓનુ પરમ પવિત્ર કર્તવ્ય છે

## નિયમ એકવીસમો

ખાન-પાનમા માર્ગાનુસારીઓએ સયમભાવ કેળવવો જોઇએ આહાર આદિ પ્રમાણસર લેવા જોઇએ નિયત યોગ્ય સમયે આહાર આદિનુ પરિગ્રહણ ઇષ્ટ છે રુચિ હોય તો પણ જરૂર કરતા વિશેષ આહાર કરવો એ સવથા ત્યાજ્ય છે

## નિયમ બાવીસમો.

શરીરનુ સ્વાસ્થ્ય બગડે એટલે યોગ્ય ઉપચાર કરવા એ માર્ગાનુસારીનો બાવીસમો નિયમ છે વ્યાધિ, દાબલ્ય આદિ સ્થિતિમા દૌર્બલ્ય વિગેરેના નિવારણ માટે માર્ગાનુ સારીએ યોગ્ય ઉપાયો લેવા જ જોઇએ

## નિયમ તેવીસમો.

જે દેશમાં ભૂકંપ, દુષ્કાળ, મહારોગ, સિંહ વિગેરે વનચર પ્રાણીઓ વિગેરેનો ભય હોય તે દેશમાં પ્રવાસ કરવો એ માર્ગાનુસારી માટે ઇષ્ટ નથી. માર્ગાનુસારીઓએ ભયાસ્પદ પ્રદેશનો પ્રવાસ ન જ કરવો. આમાં આત્મ-સંરક્ષણનો ભાવ રહેલો છે.

## નિયમ ચોવીસમો.

લોકો સાથે બીનજરૂરી વૈમનસ્ય થાય એ રીતે વર્તન કરતાં માર્ગાનુસારીઓએ અટકવું જોઇએ. લોકો સાથે શાન્તિથી રહેવું એ માર્ગાનુસારીઓનું કર્તવ્ય છે.

## નિયમ પચ્ચીસમો.

અધ્યાત્મ દ્રષ્ટિએ જેઓ પછાત હોય તેમનું આત્મ-જીવન સુધારવાનો પ્રયત્ન કરવો એ માર્ગાનુસારીઓ માટે ખાસ આવશ્યક છે. ઉચ્ચ જીવનનું અસ્તિત્વ અને તેના આદર્શોનો બોધ ધાર્મિક દ્રષ્ટિએ પાછળ પડી ગયા હોય એવા આત્માઓને સતત અપાવો જોઇએ. વિશુદ્ધ જીવનથી આત્માની ઉન્નતિનો પરમ બોધ અલ્પ વિકાસવાળા જીવોને અત્યંત લાભદાયી છે.

## નિયમ છવીસમો.

અતિશય પરિચિતપણાનો ત્યાગ. માર્ગાનુસારીએ વધુ પડતાં પરિચિતપણાથી દૂર રહેવું જોઇએ. કોઇની સાથે સવિશેષ પરિચય માર્ગાનુસારીથી ન જ રખાય.

## નિયમ સત્તાવીસમો

શિષ્ટ અને જ્ઞાની મહાત્માઓની સેવા માર્ગાનુસારી એ ધર્મવ્રતધારી મહાત્માઓની સેવા કરવી જોઈએ એ સેવા મહાપુરુષોના અનુભવ, જ્ઞાન, પ્રજ્ઞા અને ધર્મ–જીવનની એક પ્રકારની પૂજા છે મહાત્માઓની સેવાનો આદર્શ તેમના જ જીવનની અનુકરણ–વૃત્તિ છે એ આદર્શ દ્રષ્ટિ સમીપ રાખીને જ મહાન્ સત્પુરુષોની સેવા થવી જોઈએ

## નિયમ અઠ્ઠાવીસમો

આ નિયમ જીવનના ઉદ્દેશોને અનુલક્ષીને છે જીવનના ચાર ઉદ્દેશ છે, જે બધા માર્ગાનુસારીએ લક્ષમા રાખવા જોઈએ કોઈ ઓછા મહત્ત્વના ઉદ્દેશની સિદ્ધિ અર્થે ઉચ્ચ ઉદ્દેશનો ભોગ અપાઈ ન જાય એ જોવુ ખાસ જરૂરી છે ગૌણ ઉદ્દેશોની સાધનામા મુશ્કેલી જેવુ લાગે તો એ જતા કરવા જોઈએ ઉચ્ચ ઉદ્દેશનુ રક્ષણ કરવુ એ જીવનનુ પરમ ધ્યેય છે આથી એ ધ્યેયનુ યથાશક્ય રક્ષણ કરવુ જોઈએ

વિશ્વનુ કલ્યાણ, દ્રવ્ય–પ્રાપ્તિ, વાસનાઓની પરિતૃપ્તિ અને મુક્તિ એ ચાર જીવનના મુખ્ય ઉદ્દેશો છે એમા વાસનાઓની પરિતૃપ્તિ સર્વથી નિકૃષ્ટ છે મુક્તિ એ જીવનનો સર્વોચ્ચ ઉદ્દેશ છે

સદાચારના નિયમોના યથાર્થ પાલનથી બીજાઓનુ (વિશ્વનુ) કલ્યાણ થાય છે દ્રવ્યથી વિવિધ પ્રકારના સુખનુ સાધન મળે છે ઇચ્છાઓ–વાસનાઓનો કંઈ ટોટો

નથી. દરેક વાસના સર્વ રીતે દુઃખદાયી છે. આથી તેની પરિતૃપ્તિની વૃત્તિ સર્વથા અનિષ્ટ છે. વાસનાઓની પરિતૃપ્તિ એ જીવનનો નિકૃષ્ટ ઉદ્દેશ હોવાથી માર્ગાનુસારીએ વાસનાઓથી બને તેટલું વિમુખ થવું જોઇએ.

દ્રવ્યપ્રાપ્તિ અને વાસનાઓની પરિતૃપ્તિ એ સામાન્ય રીતે દુનીયાના મનુષ્યોનું ધ્યેય છે. એ ધ્યેયને બદલે વિશ્વનાં કલ્યાણ અને મોક્ષ–પ્રાપ્તિનું ધ્યેય થાય તો જીવનમા અજબ પરિવર્તન થાય. મનુષ્ય–જીવન સર્વોચ્ચતાને શિખરે પહોચે.

મુક્તિ–સુખનો કંઇક ખ્યાલ આત્મ–ગુણોનો વિકાસ થતાં આવે છે. અમુક કર્મોના ક્ષય અને આત્મદ્રવ્યના પ્રાધાન્યથી આત્માના અમુક ગુણો ખીલી નીકળે છે ત્યારે મોક્ષનાં સુખની કંઇક ઝાંખી થઈ શકે છે. આવું અપૂર્વ સુખ એ પ્રત્યેક માર્ગાનુસારીનું પરમ ધ્યેય હોવું જોઇએ. મુક્તિ એ જીવનનો સર્વોચ્ચ ઉદ્દેશ હોવાથી એની સાધનાનું ખાસ લક્ષબિન્દુ જ હોય. મોક્ષના ઉત્તમોત્તમ ઉદ્દેશનું પાલન એ માર્ગાનુસારીના જીવનનો પરમ આદર્શ હોય એ ઉદ્દેશની સિદ્ધિ તેનો જીવનમંત્ર હોય.

## નિયમ ઓગણત્રીસમો.

શક્તિ અનુસાર કાર્ય. માર્ગાનુસારીએ કોઇ પણ કાય કરતા પોતાની શક્તિ કે અશક્તિનો વિચાર કરવો જોઇએ. પોતાની શક્તિ બહારનું કોઇ કાર્ય માર્ગાનુસારી માથે ન લે.

## નિયમ ત્રીસમો.

જીવનના ઉચ્ચ ઉદ્દેશોની સિદ્ધિ અર્થે પ્રગતિ જીવનના ઉચ્ચ ઉદ્દેશો સાધ્ય થાય તે માટે પ્રયત્નશીલ રહેવુ એ માર્ગાનુસારીઓને પાળવાનો એક ઉત્તમ નિયમ છે દિન પ્રતિદિન આત્માની પ્રગતિ થતી રહે એવુ વર્તન માર્ગાનુસારી માટે પ્રશસનીય છે

## નિયમ એકત્રીસમો

જે કાર્યો અમુક સમયે કરવા જેવા હોય તે કાર્યો માર્ગાનુસારીએ અવશ્ય કરવા અમુક સમયે અમુક કાર્ય કરવા જેવુ નથી, એવી પ્રતીતિ થાય તો એ કાર્ય બધ કરવુ અકાર્યોથી સદા પરાઙ્મુખ રહેવુ ઘટે

## નિયમ બત્રીસમો

શાસ્ત્ર-વાચન માર્ગાનુસારીએ નિત્ય શાસ્ત્ર-શ્રવણ કરવુ જોઈએ કે ધર્મશાસ્ત્રો વાચવા જોઈએ, તેથી સત્પ્રતીતિ અને સત્યશ્રદ્ધાની પરિણતિ થાય છે આત્મ-પરીક્ષણથી ધર્મ-નિયમોના અધિક પાલનની આવશ્યકતા સમજી શકાય છે સમ્યક્ત્વભાવના આતરચિહ્નોને અભાવે યથાયોગ્ય આત્મપરીક્ષણથી આત્મ-પ્રગતિમા પોતાની વાસ્તવિક સ્થિતિનુ ભાન થાય છે

## નિયમ તેત્રીસમો

કદાગ્રહનો ત્યાગ કોઈના ઉપર વિજય મેળવવાની કે કોઈનુ અહિત કરવાની ઈરાદાથી કોઈ દુષ્ટ કે નૈતિક

દ્રષ્ટિએ ખોટું કાર્ય કરવું એ કદાગ્રહ છે. આવી કદાગ્રહ-વૃત્તિ માર્ગાનુસારીઓ માટે સર્વથા ત્યાજ્ય છે. માર્ગાનુ-સારીની વૃત્તિ કદાગ્રહ રહિત અને બીજાઓને અનુકૂળ હોવી જોઇએ. સમભાવયુકત સમજુપણાથી કદાગ્રહને તિલાં-જલી આપવી જોઇએ. કદાગ્રહ એ અનેક અનર્થોનું મૂળ હોવાથી તેનો ત્યાગ માર્ગાનુસારીઓ માટે ખાસ જરૂરી છે.

## નિયમ ચોત્રીશમો.

સદ્ગુણ પ્રત્યે પક્ષપાત. સદ્ગુણ-પ્રાપ્તિની સદ્ભાવ-નાથી માર્ગાનુસારીને સદ્ગુણ માટે પક્ષપાત જ હોય. આથી દરેક શક્તિઓનો ઉપયોગ સદ્ગુણની પ્રાપ્તિ માટે થવો જોઇએ. સદ્ગુણની પ્રાપ્તિ અર્થે સદ્ગુણનો ઉપયોગયુકત પક્ષપાત અનિવાર્ય છે.

## નિયમ પાંત્રીસમો.

માર્ગાનુસારીએ જુદા જુદા ધર્મો, તત્ત્વજ્ઞાનો, મંતવ્યો આદિના ગુણ-દોષની યથાર્થ પરીક્ષા કરી દરેક પ્રશ્ન અને શંકાઓનું સમાધાન કરવું જોઇએ.

માર્ગાનુસારીએ પાળવાના સર્વ નિયમોની સમીક્ષા થઇ. હવે ચોથા ગુણસ્થાનનો વિચાર કરીએ.

## ચતુર્થ ગુણસ્થાન.

આત્મિક સત્યનું નિદર્શન થતાં, તે વિષે આ ગુણ-સ્થાનમાં કંઈ શંકા, ઉપેક્ષા કે અસ્થિરભાવ રહેતા નથી. સત્ય પ્રત્યેનો તિરસ્કારભાવ લુપ્ત થાય છે. ચોથા ગુણ-

સ્થાનવાળાને ઉગ્ર ક્રોધ થતો નથી ઉગ્ર ક્રોધના આવિર્ભાવને અભાવે તે ક્ષમાશીલ હોય છે ચિત્ત સમ્યક્ત્વભાવી બને છે

આ ગુણસ્થાનમા ચિત્ત-સયમનુ મહત્ત્વ યથાર્થ રીતે સમજી શકાય છે આથી કેટલાએક સયમની પ્રાપ્તિ અર્થે વિવિધ પ્રયત્નો કરે છે મહત્ત્વ સમજ્યા છતા દુર્બળતાને કારણે કેટલાક મનુષ્યોવી સયમની પ્રાપ્તિ થઈ શકતી નથી સયમની પ્રાપ્તિ માટે બીલકુલ પ્રયત્ન ન કરનારા પણ કેટલાક હોય છે આમ છતા આ ગુણસ્થાનની ખૂબી એ છે કે દરેક ચિત્ત-સયમનુ મહત્ત્વ તો બરાબર સમજે છે

ઇન્દ્રિય સુખોની ઉપભોગવૃત્તિ અને અનુગ્ર કષાયો ઉપર આ ગુણસ્થાનમા યથાયોગ્ય સયમભાવ હોતો નથી

મિથ્યાત્વરૂપ પ્રવર્તક કારણના અનસ્તિત્વને કારણે, આ ગુણસ્થાનમા અનિષ્ટ ઘોર કર્મોની પરિણતિ થતી નથી નિદ્રાનિદ્રાની દશા પ્રાપ્ત થતી નથી નિદ્રામા જાગૃત ભાવ આવતો નથી નિદ્રામા જ હલન-ચલન આદિ ક્રિયાઓ કરવાની ઘોર દશાની નિષ્પત્તિ થતી નથી આવી ઘોર દશામા ઇન્દ્રિયોનુ કાર્ય અટકી પડે છે મતિજ્ઞાનનુ આવરણ થાય છે

આ ગુણસ્થાનમા સત્ય પ્રત્યે અભાવ સભવી શકતો નથી સ્ત્રી કે નપુસકની વિષય-વાસનાને અનુરૂપ કર્મો બધાતા નથી તિર્યચ કે નર્કગતિ પ્રાપ્ત થાય એવા કર્મોની પણ નિષ્પત્તિ થતી નથી શરીર સૌષ્ઠવ, સુદીપ્તિ આદિને વિઘાતક કર્મો પરિણમતા નથી

જ્ઞાનનું આવરણ, સુખ–દુઃખ, સંશય, ભય, અનુગ્ર કષાયો, મનુષ્યત્વ, દેવત્વ, શરીર સૌષ્ઠવ, સુકીર્ત્તિ આદિ જનક કર્મોની પરિણુતિ આ ગુણસ્થાનમાં થાય છે. નૈતિક દૌર્બલ્ય, અનૌદાર્ય અને લાભાંતરાયનાં કારણભૂત કર્મો પણ નિષ્પન્ન થાય છે. ઉચ્ચ ગોત્રકર્મ બંધાય છે. ઇચ્છાવશાત્ કેટલાંક સારાં કાર્યો થઈ શકે એવાં કર્મો પણ ઉત્પન્ન થાય છે.

## પાંચમું ગુણસ્થાન.

કર્મનાં સાધન–કારણોનું ક્રમશઃ નિવારણ કરવું એ આપણી શકય ઉત્કૃષ્ટ સ્થિતિનો ઉપાય છે. સાધન–કારણોના નિવારણથી આત્માની પ્રગતિ સુલભ થઈ પડે છે.

ચોથાં ગુણસ્થાનમાં ચિત્ત–સંયમની ખામી હોય છે. પાંચમા ગુણસ્થાનમાં આ ખામીનું કેટલેક અંશે નિવારણ થાય છે. સમ્યક્ત્વભાવ યથાર્થ સ્વરૂપમાં હોય છે. ચિત્ત-સંયમની પ્રાપ્તિ અર્થે ઓછાવત્તા પ્રયત્નો થયા કરે છે.

કંઈક તીવ્ર હોય એવા કષાયોનું આ ગુણસ્થાનમાં નિરસન થઈ શકે છે. આથી અમુક અહિતકારી કાર્યોથી પર રહેવાનાં વ્રતો લઈ શકાય છે. સ્થળાંતર કરી શકે એવાં પ્રાણીઓને અનુલક્ષીને આ ગુણસ્થાનમાં કંઈક અંશે સંયમ-ભાવ હોય છે. સ્થલાંતર ન થઇ શકે એવા જીવો (વનસ્પતિ આદિ) પ્રત્યે જોઇએ તેટલો સંયમભાવ વર્તતો નથી

આ ગુણસ્થાનમાં જ્ઞાનાવરણીય કર્મોનો ઉદ્ભવ થાય છે. સત્કાર્ય કરવાની ઇચ્છા થાય તો પણ તે ન કરી શકાય

એવા કમ બ ધાય છે પુરુષ જાતિને અનુરૂપ વિષયવાસના, ભય, ઉપહાસ, યોગ્યાયોગ્ય ઉપેક્ષા–ભાવ, અનુગ્ર કષાયો આદિ જનક કર્મોની પરિણતિ થાય છે દેવત્વ પ્રાપ્ત થાય એવુ કમ પણ ઉત્પન્ન થવા સ ભવ છે મનુષ્ય, તિય ચ કે રાક્ષસનો અવતાર મળે એવા કર્મોની પરિણતિ આ ગુણ સ્થાનમા શક્ય નથી

પાચમા ગુણસ્થાનવાળાને જે ચિત્ત–સ યમ કેટલેક અ શે પાળવાનો છે તેના નિકૃષ્ટ, મધ્યમ અને ઉચ્ચ એમ ત્રણ પ્રકારો છે

મદ્ય–માસનો પરિત્યાગ નિકૃષ્ટ સ યમમા આવી જાય છે એ ઉપરાત અહિ સા અને ધર્મધ્યાનની દ્રષ્ટિએ કેટલીક બાબ તોનુ પાલન કરવુ ઘટે છે અર્હંત્, સિદ્ધ, આચાર્ય, ઉપા ધ્યાય અને સાધુ એ પ ચપરમેષ્ઠીનુ પાચમા ગુણસ્થાનવાળાએ સદૈવ ધ્યાન કરવુ જોઈએ કોઈ ખાસ કારણ વિના કોઈ નિર્દોષ પ્રાણી કે જ ગમ જીવનો ઈચ્છાપૂર્વક વિઘાત ન કરવાનો નિશ્ચય કરી તદનુસાર વતન કરવુ જોઈએ

મધ્યમ રીતે ચિત્ત–સ યમનુ સેવન કરનારે માર્ગાનુ સારીના નિયમો પાળવા ચૂકવુ નહી નીતિ અને સદા ચારના જ માર્ગનો તેણે આશ્રય લેવો જોઈએ બાર વ્રતો (ખાસ નિયમો) નુ પાલન પણ અનિવાર્ય છે છ આવ શ્યક નિત્યકર્મો પણ કરવા જોઈએ

ઉચ્ચ પ્રકારના સ યમસેવીઓનો સ યમ ઘણી રીતે

આદર્શ હોય છે. તેઓ અપરિપક્વ ફળો વિગેરે સચિત્ત આહારનો ત્યાગ કરે છે. દિવસમાં ભોજન માત્ર એક વાર લે છે. વિષય–વાસનાની દ્રષ્ટિએ સંપૂર્ણ વિશુદ્ધ જીવન ગાળે છે. વ્યાપાર–ધંધામાંથી નિવૃત્ત થાય છે. દીક્ષા અંગીકાર કરવાના શુભ ભાવ પણ હોય છે. દીક્ષાના મંગળભાવો કોઇ કોઇ વાર મૂર્તિમંત સ્વરૂપ પણ લે છે. આવી રીતના દીક્ષાભિલાષીઓ હમેશાં દીક્ષા જ લે છે એમ નથી. કોઇ દીક્ષા લે, અંતરાય હોય તો કોઇ ન પણ લે.

## પંચપરમેષ્ઠી.

પંચપરમેષ્ઠી એટલે પાંચ પ્રકારના મહાન્ પવિત્ર પુરુષો. સર્વ જૈનોને એ પૂજ્ય અને સેવનીય છે. આત્માની ઉન્નતિ ઇચ્છનારાઓ તેમનું સદૈવ ધ્યાન કરે છે.

પંચપરમેષ્ઠી એટલે નીચેના મહાન્ પુરુષો સમજવા.

( ૧ ) મોક્ષસુખયુક્ત શાશ્વત જીવનના માર્ગના પ્રણેતા સર્વજ્ઞ મહાત્માઓ ( અર્હત્ ). અર્હત્ ભગવાનના ૧૨ વિશિષ્ટ ગુણો છે.

( ૨ ) સિદ્ધ. સિદ્ધ એટલે મુક્તિ–દશા પ્રાપ્ત કરેલ જીવો. સિદ્ધના ૮ ગુણ છે.

( ૩ ) આચાર્ય. આચાર્યો એ ધર્મનાયકો છે. આચાર્યના ૩૬ ગુણો છે. તેઓ જ્ઞાની અને અનુભવી મહાત્માઓ હોય છે. મહાન્ અને સમર્થ આચાર્યોએ તો આત્મ-સાક્ષાત્કાર પણ કરેલો હોય છે. કેટલાયેક આચાર્યો ઘણા

તેજસ્વી હોય છે તેમને કેવલજ્ઞાન પ્રાપ્તિ ન થઈ હોય તોયે ધર્મગુરૂ તરીકે તેઓ ખરા માર્ગદ્રષ્ટા છે

(૪) ઉપાધ્યાય ઉપાધ્યાયો આચાર્યથી ઉતરતા દરજ્જાના ધર્મગુરૂઓ છે તેઓ આત્માનુ વસ્તુસ્વરૂપ જાણે છે તેમના ૨૫ ગુણો હોય છે

(૫) સાધુ પચમહાનતોનુ પાલન કરનાર કોઈ પણ સ્ત્રી કે પુરુષને સાધુ કે સાધ્વી કહે છે મહાવ્રતોનુ પાલન યથાર્થ રીતે કરે તેઓ જ ખરા સાધુ છે સાધુઓના વિશિષ્ટ ગુણો ૨૭ છે

## છ પ્રકારના આવશ્યક કાર્યો–કર્મો

મધ્યમ પ્રમાણમા ચિત્ત–સયમનુ સેવન કરનારાઓ નિત્ય છ પ્રકારના આવશ્યક કર્મો કરે છે એ આપણે ઉપર જોયુ છે છ આવશ્યકોમા પ્રભુપૂજા એ પ્રથમ પ્રકાર છે પ્રભુપૂજા એટલે અર્હત્ પ્રભુ કે તેની મૂર્તિની પૂજા નામસ્મરણ એ પ્રભુપૂજાની એક રીતિ છે, તેથી ચિત્તના ભાવ ઉન્નત બને છે મનુષ્યની આધ્યાત્મિક દ્રષ્ટિએ ઘણી પ્રગતિ થાય છે

પ્રભુની મૂર્તિ, ચિત્ર, પ્રતિકૃતિ આદિ દ્વારા પૂજા કરવી એ પ્રભુપૂજનનો બીજો પ્રકાર છે જે મહાન્ આત્માઓ આપણી સમક્ષ જ વિદ્યમાન ન હોય તેની આ રીતે પૂજા થઇ શકે છે વિવિધ પ્રકારના ચિહ્નો, આલેખનો કે નમુનારૂપ આકારોથી પણ પ્રભુપૂજન થાય છે મૂર્તિપૂજાનુ મહત્ત્વ

યોગ્ય રીતે સમજવામાં આવે તો મૂર્તિપૂજામાં આત્મોન્નતિનું પ્રધાન તત્ત્વ રહેલું છે એ વાત સ્પષ્ટપણે સમજી શકાશે. મૂર્તિપૂજાનાં કોઇ કોઇ વાર અનિષ્ટ પરિણામો આવે છે, એથી મૂર્તિપૂજાનું મહત્ત્વ જરાયે ઘટતું નથી. મૂર્તિપૂજા આત્મોન્નતિનો એક સુંદર માર્ગ છે.

જે મહાન્ પરમપુરુષ વિદ્યમાન ન હોય તેની પૂજા કરવી એ મહાપુરુષોની પૂજાનો ત્રીજો પ્રકાર છે. આ પ્રકારમાં આપણે ભાવી મહાપુરુષની પૂર્વસ્થિતિની પૂજા કરીએ છીએ. ભાવી મહાપુરુષની પૂર્વસ્થિતિની પૂજા કરતાં ખરી રીતે ભાવી મહાપુરુષનું જ પૂજન થાય છે. દા. ત. શ્રેણિક મહારાજા આગામી ચોવીશીમાં પ્રથમ તીર્થંકર થવાના છે, આથી મહારાજા શ્રેણિકની મૂર્તિ વિગેરેની પૂજા એ આગામી ચોવીશીના પ્રથમ તીર્થંકર પદ્મનાભ પ્રભુની જ સેવા (પૂજા) છે.

મહાપુરુષોની જ પૂજા કરવી એ મહાપુરુષોના પૂજનનો ચોથો પ્રકાર છે.

સમર્થ મહાપુરુષના પૂજનવિષયક ઉપર જે ચાર પ્રકારો આપવામા આવ્યા છે તેને નામપૂજા, દ્રવ્યપૂજા, સ્થાપનાપૂજા અને ભાવપૂજા કહે છે. પૂજાના આ પ્રકારોથી પૂજ્ય મહાપુરુષોનું પૂજન થાય છે. તેમના વિષે કેટલુંક આવશ્યક જ્ઞાન પણ પ્રાપ્ત થઇ શકે છે. આદર્શ મહાપુરુષોની પૂજા આમાંની કોઇ કે બધી રીતે કરતાં શ્રદ્ધા—બળ વધે છે. ધર્મ—મંતવ્યો નિઃસંદેહ બને છે. આદર્શ પરમપુરુષોની પૂજાથી એમની પૂજાનો ભાવ વિકસે છે. પરમપુરુષોની

પૂજા આ પ્રમાણે આત્મોન્નતિના ઉચ્ચ આદર્શને સાધન ભૂત છે

આમ પ્રભુપૂજા રૂપ પ્રથમ આવશ્યકની પૂર્તિ થઇ એ પછીના બીજા આવશ્યકો આ રહ્યા —

ગુરુપૂજા, શાસ્ત્રાભ્યાસ, આત્મસયમ, તપ અને દાન

મધ્યમ સ્વરૂપમા–ચિત્તસયમનુ સેવન કરનારાઓએ ગુરુપૂજા અને શાસ્ત્રાભ્યાસ દરરોજ કરવા જોઇએ ચિત્ત–સયમનુ પાલન કોઇ ને કોઇ સ્વરૂપમા હમેશા કરવુ જોઇએ કોઇ ને કોઈ પ્રકારનો બાહ્ય તેમજ આતર તપ પણ કરવો જોઇએ

ઉપવાસ, આયબિલ આદિ બાહ્ય તપો છે ધ્યાનના આસનો એ પણ બાહ્ય તપ છે ધ્યાન આતર તપ છે

દાન કરવુ એ છઠ્ઠુ આવશ્યક નિત્યકર્મ છે સયમીઓએ દાન આપવુ પણ તે સમભાવથી પોતે દાન લેનારથી કોઈ રીતે ચઢીયાતો છે એવો ભાવ દાન આપનારને ન હોય દાન આપનારને એવા અશુભ ભાવ પરિણમે તો તેથી અહભાવને ઉત્તેજન ને પોષણ મળે છે અભિમાનથી જ્ઞાનનુ આવરણ થાય છે

## શ્રાવકના બાર વ્રત

ચિત્ત–સયમની સિદ્ધિમા બાર વ્રતો ઘણા લાભદાયી છે આથી શ્રાવકો એ સર્વ વ્રતોનુ આચરણ કરે છે સવ વ્રતો મનુષ્યની મભાવ્ય ઉત્કૃષ્ટ સ્થિતિના ઉપાયરૂપ છે હિમકમાથી અહિમક દશા પ્રાપ્ત થાય છે

વ્રત શબ્દ સંસ્કૃત ધાતુ વૃ ઉપરથી નીકળેલ છે. વૃ એટલે પસંદ કરવું. આથી 'વ્રત'નો શાબ્દિક અર્થ એક પ્રકારની પસંદગી કે વરણી થાય છે. લાક્ષણિક દ્રષ્ટિએ વિચારતાં તેનો સદાચારના માર્ગની વરણી એવો એક અર્થ થઇ શકે છે. સંભવનીય માર્ગોમાંથી સન્માર્ગનું શોધન કરવા માટે વિવેકબુદ્ધિનો ઉપયોગ કે ગર્ભિત ઇચ્છા-યુક્ત પ્રયત્ન ( ચાંચલ્ય ) એ અર્થો પણ લાક્ષણિક દ્રષ્ટિએ ઘટાવી શકાય છે.

આપણે હાલ પાંચમા ગુણસ્થાનનો વિચાર કરીએ છીએ. પાંચમા ગુણસ્થાનવાળા સમ્યક્ત્વભાવી હોય અને આથી તેઓ સન્માર્ગની જ વરણી કરે. અસત્ય અને અધર્મમાં મુગ્ધ થયેલા મનુષ્યો સન્માર્ગને પસંદ ન કરે અને એ રીતે સન્માર્ગથી દૂર રહે છે.

ઘણા માર્ગોમાંથી સદાચારના માર્ગની વરણી કરવી એમાં વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવાની આવશ્યકતા છે. વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવામા અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે. આથી ચાંચલ્ય ( વીર્ય ) સ્ફુરાયમાન થાય છે. સન્માર્ગની વરણીનું કાર્ય આ પ્રમાણે અત્યંત કઠિન છે. જૈન વ્રતો વૈદિક વ્રતોથી જુદા જ સ્વરૂપનાં છે. કોઈ દેવની બાધા કે કોઈ દેવની આજ્ઞાનાં પાલનને એ વ્રતોમાં બીલકુલ સ્થાન નથી.

બાર વ્રતોમાંનાં પહેલાં પાંચ વ્રતોને અણુવ્રત (નાનાં વ્રતો) કહે છે. એ પછીનાં ત્રણ અને છેલ્લાં ચાર વ્રતોને

અનુક્રમે ગુણવ્રત અને શિક્ષાવ્રત કહે છે સાધુઓને પાળ વાના કઠિન વ્રતોની અપેક્ષાએ પહેલા પાચ વ્રતોને અણુ વ્રત કહેવામા આવે છે ગુણવ્રતોથી પહેલા પાચ વ્રતોને ટેકો મળે છે છેલ્લા ૪ વ્રતો શીસ્ત અને સયમ ઉત્પાદક છે એ વ્રતોનુ પાલન સાધુજીવનની એક પ્રકારની તૈયારી રૂપ છે બધા વ્રતોનુ સ્વરૂપ જાણવા જેવુ હોવાથી આ નીચે આપ્યુ છે

## ૧ સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વ્રત

હિસા કે જીવનો ઘાત કરવાથી દૂર રહેવાનુ વ્રત તેને સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વ્રત કહે છે હિસાનો શાબ્દિક દ્રષ્ટિએ અર્થ ન કરતા કઇક સ્થૂલ દ્રષ્ટિએ તેનો અથ અત્રે સમજવાનો છે

આત્માનો વિનાશ થતો નથી તેથી હિસા શુ છે ? એ જાણવાની ઘણી જરૂર છે કયા કયા પ્રકારની હિંસા ન જ કરવી એ જાણવુ તો ખાસ જરૂરી છે

## હિસા શુ છે ?

સાવધાનતા રહિત કાર્યોથી જીવન-બળોને છૂટા પાડવા એનુ નામ હિસા ગવ, નિદ્રા આદિને પરિણામે અસા વધાનતા આવે છે એ સ્થિતિમા જે કાર્યો થાય તે કાર્યોની અસાવધ કાર્યો તરીકે ગણના થાય છે આવી રીતે અસાવ ધાન સ્થિતિમા ઘણીયે વાર હિસાના ભાવો પરિણમે છે અને કોઇ ને કોઈ સ્વરૂપમા હિસા થાય છે

ગર્વથી ઉદ્ધતાઇ પ્રાપ્ત થાય છે જેથી અન્ય પ્રાણીઓના હિત વિગેરેના સંબંધમાં ઉપેક્ષાભાવ જન્મે છે. આ પ્રકારનો ઉપેક્ષાભાવ હિંસાનું કારણભૂત બને છે. કોઇ ઇન્દ્રિયસુખનો આસ્વાદ ( વિષયદશા ) પણ હિંસાસ્પદ થાય છે. ઉગ્ર કષાયને લઇને વિવેકબુદ્ધિ લુપ્ત થઈ હોય કે તેને તિલાજલિ અપાઇ હોય એ સ્થિતિમા હિંસા થઈ જાય છે. નિદ્રામાં અસાવધાનતા પ્રાયઃ હોય જ અને એ રીતે નિદ્રામાં હિંસાના પ્રસંગો ઘણાએ બને છે. અનિષ્ટ વાર્તાલાપને પરિણામે પણ કેટલીક વાર હિંસા થાય છે. વિષયવાસના કે ચિત્તની ઉશ્કેરણી એ અનિષ્ટ વાર્તાલાપનું પરિણામ છે. ચિત્તની ઉશ્કેરણી કે વિષયવાસનાને કારણે અનેક પ્રકારના કલહો જાગે છે, યુદ્ધો પણ થાય છે. આ રીતે અનિષ્ટ વાર્તાલાપથી કવચિત્ ઘોર હિંસા પણ પરિણમે છે.

જીવનના બળો છૂટા પાડવાથી હિંસા થાય. આથી એ બળો ક્યા ક્યા છે એ બરાબર સમજવું જોઇએ.

સ્પર્શેન્દ્રિય, સ્વાદેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, દર્શનેન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય એ પાંચે ઇન્દ્રિયો ( ચામડી, જીભ, નાક, આંખ અને કાન ), શરીરબળ, વાણીબળ, ચિત્તશક્તિ, શ્વાસોચ્છ્વાસ શક્તિ અને આયુષ્ય એ ૧૦ પ્રકારના જીવન–બળો છે. જુદા જુદા પ્રાણીઓનાં જીવન–બળ જુદા જુદા હોય છે.

સ્પર્શેન્દ્રિયવાળા (એકેન્દ્રિય) પ્રાણીઓને સ્પર્શશક્તિ

અને શરીરબળ તથા શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય એમ ચાર જીવન-બળો હોય છે પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, વનસ્પતિ અને વૃક્ષો એ સર્વ એકેન્દ્રિય હોવાથી તેમને ચાર ૪ જીવન-બળો હોય છે

દ્વીન્દ્રિય ( બેઇન્દ્રિયવાળા ) પ્રાણીઓમા એકેન્દ્રિય પ્રાણીઓ કરતા બે પ્રાણ-બળો વિશેષ હોય છે એકેન્દ્રિય પ્રાણીઓમા સ્વાદબળ અને વાણીબળ હોતા નથી આ બન્ને બળો બેઇન્દ્રિયવાળા પ્રાણીઓમા હોય છે આમ તેમને એકંદર ૬ જીવન-બળો હોય છે શખ, છીપ વિગેરેમાના જીવો દ્વીન્દ્રિય હોવાથી તેમના જીવન-બળ ૬ પ્રકારના છે

ત્રીન્દ્રિય ( ત્રણ ઇન્દ્રિયવાળા ) પ્રાણીઓમા દ્વીન્દ્રિય પ્રાણીઓ કરતા એક જીવન-બળ અધિક હોય છે આ બળ તે ઘ્રાણેન્દ્રિયનુ બળ છે ત્રીન્દ્રિય પ્રાણીઓમા સુઘવાની શક્તિ પણ હોય છે તેમના જીવન-બળો એક દર સાત છે જૂ, માકડ અને કીડી એ સર્વ ત્રીન્દ્રિય પ્રાણીઓ છે

ચતુરિન્દ્રિય ( ચાર ઇન્દ્રિયવાળા ) પ્રાણીઓને ત્રીન્દ્રિય પ્રાણીઓ કરતા દર્શનેન્દ્રિય (આખ) રૂપી જીવન-બળ વિશેષ હોય છે આ રીતે તેમને ૮ જીવન-બળો હોય છે વીંછી, મધમાખી, ભમરા એ ચતુરિન્દ્રિય પ્રાણીઓના દૃષ્ટાત છે

પંચેન્દ્રિય (પાંચ ઇન્દ્રિયવાળા) જીવોના ૯ અને ૧૦ જીવન–બળવાળા એમ બે પ્રકારો છે. કેટલાક અત્યંત સૂક્ષ્મ જીવો જેમનામાં ચિત્તબળ હોતું નથી તેઓ પ્રથમ પ્રકારના છે. નવ બળવાળા પ્રાણીઓમાં શ્રવણબળ હોય છે. જે પંચેન્દ્રિય પ્રાણીઓને ચિત્તબળ પણ હોય છે તેમને એકંદર ૧૦ જીવન–બળો હોય છે. દા, ત. મનુષ્ય, માછલાં, પશુ, પક્ષી.

ઉપરોક્ત જીવન–બળો ઉપરથી ઇન્દ્રિઓનો વિકાસ કેમ થાય છે એ સમજી શકાય છે. જીવન–બળોને વિખુટાં પાડવાં કે છિન્નભિન્ન કરવાં એ હિંસા છે એની ઝાંખી પણ થઈ શકે છે. અસાવધતાથી આમ ઘણીયે વાર જીવન–બળો વિખુટાં પડે છે અને એ રીતે હિંસા થાય છે.

નરકમાં આવી હિંસા પ્રતિક્ષણે થયા કરે છે. ફેર એટલો જ કે જીવન–બળો વારંવાર પાછાં એકઠાં થઇ જાય છે. આ રીતે નરકના જીવોને જીવન–બળો છૂટા પડવાનું દુઃખ નિરંતર થયા જ કરે છે.

પાંચમા ગુણસ્થાનવાળાથી તમામ પ્રકારની હિંસાનો ત્યાગ ન થઇ શકે. આથી કઇ કઈ હિંસા તેને માટે સર્વથા ત્યાજ્ય છે એ જાણવું જરૂરી છે. હિંસા અનેક રીતે થાય છે. એના પ્રકાર વ્યાપક નિરીક્ષણથી જાણી શકાય. કેટલાક પ્રકારો આ રહ્યા.

(૧) શિકાર કરવો, માછલાં પકડવા, ગોળીબારથી હિંસા કરવી.

(૨) ઇન્દ્રિય-છેદન

(૩) ચામડા, પીછા વિગેરેનો પોષાક નિમિત્તે ઉપયોગ

(૪) માંસભક્ષણ

(૫) યુદ્ધ

(૬) યજ્ઞાદિ નિમિત્તે પશુઓના બલિદાનથી થતી હિંસા

(૭) વેર વાળવા માટે થતી હિંસા

(૮) પજવણીની માન્યતાથી માખી, જીવજંતુઓ વિગેરેની હિંસા

(૯) દેહાન્ત દંડ (ફાંસી વિગેરે)

(૧૦) આત્મરક્ષણ નિમિત્તે થતી હિંસા

સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વ્રતધારી ગજા સ્વરક્ષણ નિમિત્તે યુદ્ધ કરી શકે એવો જૈન સિદ્ધાન્ત છે આ સંબંધી વિશેષ વિવેચનની જરૂર હોવાથી તેનુ યોગ્ય નિરૂપણ હવે પછી આગળ કરવામા આવ્યુ છે

જે મનુષ્ય શિકાર કરતો હોય તેના ચિત્તના ભાવોનુ પૃથક્કરણ કરીએ તો ત્રણ પ્રકારની મનોદશા પ્રવર્તતી હોય એમ જણાય છે -(૧) નિર્દોષ પ્રાણીને થતા દુ ખનો અવિચાર (વિચારનો અભાવ), (૨) પોતાના જ સુખના વિચારમા મગ્નવૃત્તિ, (૩) શિકારનો ભોગ બનતા પ્રાણીને થતા દુ ખ-દર્દને માટે સંપૂર્ણ નિર્દયતા આ પ્રમાણે અવિચારિતા, સ્વાર્થવૃત્તિ અને નિર્ઘૃણતા એમ ૩ પ્રકારની મનોદશાનુ શિકારમા પ્રાધાન્ય હોય છે

શરીર–વિજ્ઞાનશાસ્ત્રનું કંઇ ને કંઇ જ્ઞાન પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી શરીરનાં વિવિધ અંગો અને ઉપાગોનું છેદન થાય છે. કોઈ પ્રાણીના જીવને ભોગે જ્ઞાન પ્રાપ્ત કરવાનો મનુષ્યને હક્ક ન હોઇ શકે. આથી જ્ઞાન નિમિત્તે કોઇ પ્રાણીનાં શરીર–છેદનનું કાર્ય ઘણું જ અઘટિત છે.

શરીર–વિજ્ઞાનશાસ્ત્રનું જ્ઞાન તો ખરૂં જ્ઞાન થાય એટલે એની મેળે આવે છે. આથી શરીર–શાસ્ત્રના જ્ઞાનનું આવરણ થાય એવાં કર્મનું જ નિવારણ કરવું ઘટે છે. અન્ય પ્રાણીઓનાં શરીરનું છેદન કરવું એ કર્મનિવારણનો માર્ગ નથી. જૈનોના નીતિ–સિદ્ધાન્તની દ્રષ્ટિએ પણ આવી રીતનું શરીર–છેદન સર્વથા અનિચ્છનીય છે.

જીવરક્ષણની દ્રષ્ટિએ વિચારતા, સ્થલાન્તર જેમનાથી શકય હોય એ જ જીવોનું રક્ષણ પાંચમા ગુણસ્થાનવાળાથી થઈ શકે. વનસ્પતિ, વૃક્ષો આદિ સ્થાવર જીવોની રક્ષા તેનાથી શકય નથી. આથી સ્થલાન્તર ન કરી શકે એવા જીવોની હિંસા ન કરવાની પ્રતિજ્ઞા પાંચમા ગુણસ્થાન-વાળાથી લઈ શકાય નહિ. સાધુઓને સ્થાવર જીવોની પણ જે રક્ષા કરવાની છે એ દ્રષ્ટિએ વિચારતાં સ્થાવર અને જંગમ જીવોના સંબંધમાં સાધુઓની જીવદયા સંસારી કરતાં બમણી છે એમ કહી શકાય.

સ્થલાન્તર કરી શકે એવા જીવોની રક્ષાની દ્રષ્ટિએ પણ સાધુઓની અહિંસાવૃત્તિ સંસારીઓ કરતા બમણી છે. મકાનોનું બાંધકામ, રસોઈ આદિ કાર્યોમા હિંસા કરવાનો કોઈ

પણ પ્રકારનો નિશ્ચય ન હોય તો પણ હિંસા થઈ જાય છે સંસારીઓને ખાનગી તેમજ બીજા અનેક કામો કરવાના હોય છે, જેમાં હિંસાનો નિર્ણય કોઈ રીતે વિદ્યમાન ન હોય તો પણ જંગમ જીવોની હિંસા અવશ્ય થાય છે આવી રીતે ઘણા કામો હિંસાજનક હોવા છતાં એ કામો બંધ કરવાનું સંસારીઓ માટે શક્ય નથી

સિંહ, વાઘ વિગેરે હિંસક પ્રાણીઓ તથા ડાકુઓ વિગેરે પોતાના ઉપર હુમલો કરે તે વખતે હિંસાથી પર રહેવું-નિશ્ચય હોય છતાં પણ કોઈ પણ પ્રકારની હિંસા ન કરવી-એ સંસારીને ઉદ્દેશીને ભાગ્યે જ શક્ય છે નિર્દોષ પ્રાણીઓને અનુલક્ષીને સંસારીની અહિંસાવૃત્તિ સંભવિત છે સાધુઓ હિંસક પ્રાણીઓ વિગેરેની હિંસાથી પણ પર રહે છે આ રીતે વિચારતા પણ સાધુઓનો દયાભાવ સંસારીઓ કરતા દ્વિગુણી (બેવડો) છે

નિર્દોષ પ્રાણીઓનો પણ ઘાત કરવાના નિશ્ચયને પરિણામે, કેટલીક વાર મનુષ્યો નિર્દોષ પ્રાણીઓની હિંસા કરે છે આવી હિંસા કેટલીક વાર કોઈ ખાસ કારણજન્ય હોય છે કારણ ન હોય તોયે એવી હિંસા થાય છે નિર્દોષ પ્રાણીઓને મારી નાખવાના ખાસ કારણો હોય તો સંસારી હિંસાના નિશ્ચયથી પરાઙ્મુખ થઈ શકે નહિ સાધુઓ ખાસ કારણો હોય છતાંયે નિર્દોષ જીવોનો ઘાત કરતા નથી આ દ્રષ્ટિએ વિચારતા સાધુઓની દયા સંસારીઓ કરતા દ્વિગુણી છે

સાધુઓની અહિંસા ચાર રીતે બેવડી છે એ આપણે જોયું. એ રીતે સાધુઓ સંસારીઓ કરતાં ૧૬ ગણી વધારે અહિંસાવૃત્તિ પાળી શકે છે એમ કહી શકાય.

સંસારીઓ અને તેમનાથી થતી શકય હિંસાનો વિચાર કરતાં સંસારી કેટલી હિંસાથી પર રહેવાનું વ્રત લઇ શકે એ સમજી શકાય છે. હિંસાનાં ખાસ કારણો ન હોય તો નિર્દોષ જંગમ ( સ્થલાંતર કરી શકે તેવા ) જીવોના નિશ્ચયપૂર્વક ઘાતથી જ પરાઙ્મુખ થવાની કબૂલાત સંસારી આપી શકે. સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વ્રત સંસારી લે તે આ પ્રકારનું હોય.

પ્રથમ વ્રતધારી પોતાનાં વ્રતથી પ્રતિજ્ઞા કરે છે કેઃ-

હું કોઇ નિર્દોષ જંગમ પ્રાણીને ખાસ કારણ વિના હિંસાના નિશ્ચયપૂર્વક હણીશ નહિ.

## સદ્‌ગુણની અપ્રદેયતા.

સદ્‌ગુણ અને દુર્ગુણનું પરિવર્તન એક પ્રાણીમાંથી બીજા પ્રાણીમાં કદાપિ શકય નથી. જ્ઞાન અને સદ્‌ગુણ-પ્રાપ્તિ એ જે તે મનુષ્યની વિકાસ–દશારૂપ છે. સદ્‌ગુણ કે ગુણ કોઈના આપ્યા અપાતા નથી.

બાર વ્રતોનું સ્વરૂપ માર્ગાનુસારીના ૩૫ નિયમો માફક આંતરિક તેમજ બાહ્ય એમ બે પ્રકારનું છે. બાર વ્રતોનું બાહ્ય તેમજ આંતર સ્વરૂપમાં પાલન કરવું તે સદ્‌-ગુણની પ્રાપ્તિ નિમિત્તે અત્યંત ઉપયુકત છે.

## પ્રથમ વ્રતના ભગના કારણો +

અહિંસાના પ્રથમ વ્રતનો કેટલાક કારણોને લઈને ઓછે-વત્તે અંશે ભગ થાય છે વ્રતના ભગ કરનાર કારણોથી વ્રતના આતર સ્વરૂપનો અવરોધ થાય છે બાહ્ય સ્વરૂપને અતરાય આવતો નથી વ્રતનો ભગ કરનાર કારણોને લઈને ચિત્ત-સયમનો અભાવ હોય છે પ્રથમ વ્રતનો ભગ ઘણી રીતે થાય છે જેવી વ્રતનો ભગ થાય એવા કેટલાક દૃષ્ટાન્તો આ રહ્યા

(૧) કોઈ મનુષ્ય કે પ્રાણીનુ ક્રોધવશાત્ કે બેદર કારીથી બધન કરવુ એ અહિંસા વ્રત-ભગનો એક પ્રકાર છે જ્યારે કોઈ મનુષ્ય કે પ્રાણીનુ બધન અનિવાર્ય હોય ત્યારે આગ વિગેરે આકસ્મિક પ્રસગોમા બધન-મુક્તિની સરળતા શક્ય હોય એ રીતે જ બધન ઇષ્ટ છે ખરી રીતે જોતા બાર વ્રતધારી શ્રાવકે બધનને યોગ્ય પ્રાણીઓ ન પાળવા એવુ શાસ્ત્ર-વિધાન છે

(૨) અનાવશ્યક પ્રહાર

(૩) જરૂરી કારણ વિના કોઈ પ્રાણીના અગ-ઉપા ગોનુ છેદન દા ત ઘોડાની પૂછડી ખાસ કારણ વિના કાપી નાખવી એ અહિંસા વ્રતનુ એક ભજક સ્વરૂપ છે

(૪) લોભવશાત્ કે કોઈ બીજા કારણવી (અનિવાર્ય જરૂર ન હોય તો પણ) કોઈ પ્રાણી કે મનુષ્ય ઉપર વધારે બોજો લાદવો

× તત્ત્વાર્થાધિગમ સૂત્ર, ૭-૨૦, યોગશાસ્ત્ર ૩-૯૦

(૫) ખાસ જરૂરી કારણ વિના કોઈ મનુષ્ય કે પ્રાણીને અન્ન–જળથી વંચિત રાખવાં.

## વ્રતપાલનનાં પરિણામ.

પ્રથમ વ્રતનાં પાલનથી આરોગ્ય સુધરે છે, બળ વધે છે અને ભાવી જીવન માટે હૃષ્ટપુષ્ટ શરીરની પ્રાપ્તિજનક શરીરની નિષ્પત્તિ થાય છે. મિત્રો, આપ્તજનો અને પિતૃઓનો વિયોગ થતો નથી. જીવનનાં સુખો તેમજ ચિરાયુની પ્રાપ્તિ થાય છે. સુકીર્ત્તિ અને શરીર સાષ્ઠવની લબ્ધિ થાય છે.

વ્રતભંગના પરિણામો એથી ઉલટાં છે. વ્રતભંગથી કોઇ અંગ–ઉપાંગમાં ખોડ આવે છે. મિત્રો વિગેરેનો વિયોગ થાય છે. તિર્યંચ કે નરક ગતિની પરિણતિ થાય છે. કોઇ અસાધ્ય રોગ કે કોઇ પ્રકારનું દુઃખ આવે છે. આયુષ્ય–ક્ષય પરિણમે છે.

## ૨ સ્થૂલ મૃષાવાદવિરમણ વ્રત.

અશુભ આશયથી અને જાણી જોઇને અસત્ય બોલવું એ સ્થૂલ મૃષાવાદ છે. સ્થૂલ મૃષાવાદવિરમણ વ્રતધારીએ એવા મૃષાવાદથી વિમુખ થવું ઘટે. અનિષ્ટ આશયથી અસત્ય ન બોલાય. અમુક વસ્તુ અસત્ય છે એમ જાણ્યા છતાં તે વસ્તુને સત્ય ગણાવવાનો પ્રયત્ન ન જ થાય.

વિવિધ પ્રકારના મનુષ્ય, પ્રાણીઓ, વસ્તુઓ વિગેરે વિષે વિવિધ દ્રષ્ટિએ અસત્ય બોલાય છે. કોઇ વસ્તુ કે

દ્રવ્ય આપણને થાપણરૂપે મળેલ હોય અને આપણે એની પ્રાપ્તિનો ઇન્કાર કરીએ તો તે પણ એક પ્રકારનુ અસત્ય છે ન્યાયમદિરમા કે ન્યાયમદિરની બહાર ખોટી સાક્ષી આપવી એ પણ મૃષાવાદ છે આ ઉપરાત કોઈ ખરી વસ્તુનો ઇન્કાર કરવો, અવિદ્યમાન વસ્તુનુ અસ્તિત્વ ઠરાવવુ, કોઈ મનુષ્ય અ ધ ન હોય છતા તેને અ ધ કહેવો કે કોઇને ચોરી કરવાનુ કહેવુ એ બધા મૃષાવાદના પ્રકારો છે

અસત્ય બોલવામા ક્રોધ, લોભ આદિ ચિત્તદશા ઘણી વાર કારણભૂત હોય છે ચિત્તની એવી સ્થિતિમા ઇરાદા પૂર્વક જૂઠુ બોલાય છે કાપઅભાવ, મોહ, તિરસ્કાર, ઉપ હાસવૃત્તિ, ભય અને પારતન્ત્ય ( ગુલામી ) દશાને પરિ ણામે પણ અસત્ય બોલાય છે ખોટો વિવેક એ પણ એક પ્રકારનુ અસત્ય છે દુખી સ્થિતિમા બીજાઓનો ખોટો દોષ કાઢવો એ પણ મૃષાવાદનો એક પ્રકાર જ છે આ પ્રમાણે ક્રોધ અને લોભથી માડીને દુખી સ્થિતિ આદિના પરિણામે જે કઇ અસત્ય બોલાય છે તે અસત્ય છે–મૃષા વાદ છે, પણ તે સ્થૂલ મૃષાવાદ નથી મૃષાવાદનો સર્વથા પરિત્યાગ સસારીથી શકય નથી, સ્થૂલ મૃષાવાદનો જ પરિ ત્યાગ તે કરી શકે

સ્થૂલ મૃષાવાદવિરમણ વ્રતધારીની પ્રતિજ્ઞા એ હોય કે —

" કોઇનું અહિત કરવાના આશયથી હું કોઈ મનુષ્ય, પ્રાણી કે વસ્તુના સંબંધમાં જાણી જોઇને ખોટું બોલવાથી પર (દૂર) રહીશ. "

ઉપરોક્ત પ્રતિજ્ઞાનું પાલન શરીર, વાણી કે ચિત્તથી કે એ સર્વ રીતે કરવાની પ્રતિજ્ઞા ( ત્રિકરણ શુદ્ધિથી કરવાની પ્રતિજ્ઞા ) લેવાય છે.

આ ઉપરાંત બીજાઓના સ્થૂલ મૃષાવાદને અનુમતિ કે ઉત્તેજન ( કારણ ) ન આપવાના આશયથી કે અમુક કૃત્ય કે પોતાની જાતિને અનુલક્ષીને કે આ સર્વ કારણોવશાત્ મૃષાવાદવિરમણ વ્રત અંગીકાર થાય છે. આ રીતે મૃષાવાદવિરમણ વ્રતરૂપ પ્રતિજ્ઞાના એકંદર ૯ પ્રકારો છે.

## મૃષાવાદ વ્રતભંગનાં કારણો.*

મૃષાવાદવિરમણ વ્રતનો ભંગ એક રીતે થાય છે. એ વ્રતનાં ભંજક કેટલાક ઉદાહરણો આ નીચે આપ્યા છેઃ–

(૧) ઉદ્ધતાઇપૂર્વક અસત્ય આરોપણ (ખોટો આક્ષેપ) કરવું. દા. ત. કોઈ મનુષ્ય ચોર ન હોય તેને ચોર કહેવો.

(૨) બીજાને નુકશાન થાય એવો હુકમ ઉદ્ધતાઇથી કરવો.

(૩) બે મનુષ્યોના ગુપ્ત વાર્તાલાપનું શ્રવણ કરેલું ન હોવા છતાં નિંદા કરવાની ઇચ્છાથી વાર્તાલાપનું રહસ્ય પોતે

* તત્ત્વાર્થસૂત્ર, ૭–૨૧, યોગશાસ્ત્ર, ૩, ૯૧

જાણે છે એમ કહેવુ ગુપ્ત વાત જાણી પણ ન હોય છતા એ વાતનુ રહસ્ય પોતે જાણે છે એમ કહેવામા નિંદા કે ચાડીચુગલીનો ઉદ્દેશ હોય છે કેટલીક વાર બે મનુષ્યોને ગુપ્ત વાર્તાલાપ કરતા જોઇને કેટલાક મનુષ્યો વાત જાણી હોવાનો ડોળ કરે છે અને રાજ્ય, અમલદારો કે અમુક માણસો વિરુદ્ધ કોઇ ભેદભરી ગોષ્ઠી થતી હોય એવી વાત ફેલાવે છે આવી નિન્દાવૃત્તિ એ વ્રતભંગનુ એક સ્વરૂપ છે

(૪) યોગ્ય તપાસ કર્યા વિના, અસાવધપણે ( કોઇ પ્રકારની બેદરકારીથી ) કોઇ ખોટુ ખત કરવુ આથી વાણીની દ્રષ્ટિએ વ્રતભંગ થાય છે સ્થૂલ મૃષાવાદવિરમણ વ્રતધારીઓ જાણી જોઇને ખોટુ ખત કરે તો તેથી વ્રતભંગ પરિણમે છે

(૫) સ્ત્રી કે મિત્રની ગુપ્ત વાતોનો ઘટસ્ફોટ સ્ત્રી કે મિત્રની ગુપ્ત વાતો પ્રગટ કરવામા કોઈ ખાસ આશય ન હોય તો પણ વ્રતનો ભંગ થાય છે

અવિચારિતા, ઉદ્ધતાઇ કે વાણીની બેદરકારીથી બીજા વ્રતનો ભંગ થાય છે, એમ ઉપરના દ્રષ્ટાન્તોથી જણાય છે વાણી સત્ય હોય છતા તેથી બીજાનુ અહિત થતુ હોય તો વ્રતભંજનનુ કારણ બને છે

બીજા વ્રતના પાલનથી લોકોને વ્રતધારીમા વિશ્વાસ વધે છે સાગમા મારા ઉદ્દેશો પણ પાર પડે છે લોકોનો

ચાહ વધે છે. ભાવીજીવન માટે કેટલાંક સારાં પરિણામયુક્ત કર્મોની નિષ્પત્તિ પણ થાય છે.

## ૩ સ્થૂલ અદત્તાદાનવિરમણ વ્રત.

કોઈ વસ્તુ કોઇના આપ્યા વિનાની લેવી એનું નામ અદત્તાદાન. અદત્તાદાન એટલે ચોરી. સ્થૂલ પ્રકારની ચોરીથી વિરમણ કરવું (પર રહેવું) એ સ્થૂલ અદત્તાદાન-વિરમણ છે. સ્થૂલ અદત્તાદાન વિરમણનું વ્રત લેવું એ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત કહેવાય છે.

માલીકની સંમતિ ન હોય છતાં તેની કોઇ માલ–મીલ્કત લેવી એ ચોરી છે. ચોરાયલી વસ્તુની કંઇ પણ કિંમત માલીકથી મનાતી હોય તો એ ચોરી સ્થૂળ સ્વરૂપની છે. ચોરાયલા માલની કંઇ પણ કિંમત માલીકથી કે સામાન્ય રીતે ન ગણાય તો ચોરી સ્થૂલ પ્રકારની મનાતી નથી. આવી ચોરી સ્થૂલથી ઉતરતી નરમ પ્રકારની ચોરી ગણાય છે તેથી ત્રીજા વ્રતનો ભંગ થતો નથી. આમ છતાં વ્રતધારીએ આ પ્રકારની ચોરીથી પણ પરાઙ્મુખ થવાનો પ્રયત્ન કરવો જોઇએ.

ત્રીજા વ્રતનાં પાલનથી લોકોનો વિશ્વાસ વ્રતધારી પ્રત્યે વધે છે. એ રીતે વ્રતધારીનો ઉદય થાય છે. ચારિત્રનો વિકાસ થાય છે. વ્રતભંગથી લોકોનો અવિશ્વાસ જાગે છે કેટલીક વાર કાયદેસર સજા પણ થાય છે. લોકોનો વિશ્વાસ ન હોય તો કેટલાક ઉદ્દેશો સાધ્ય પણ થઇ શકતા નથી ભાવી જીવન દુઃખી બને છે. નિર્વાહ માટે પરાધીન પણ

૩ જું વ્રત લેવું એ સ્થૂલ અદત્તાદાનવિરમણ.

બનવુ પડે છે આ પરાધીનતા ભાવી જીવનને ઉદ્દેશીને સમજવી

સ્થૂલ અદત્તાદાનવિરમણ વ્રતનો ભગ ઘણીય રીતે થાય છે એમાના કેટલાક ઉલ્લેખનીય દ્રષ્ટાન્તો નીચે પ્રમાણે છે –

[૧] ચોરીનુ કાર્ય ચાલુ રાખવા ચોરોને આજ્ઞા, ચોર–ડાકુઓ માટે હથિયારો બનાવવા કે પૂરા પાડવા

[૨] ચોરાયલા માલની ખરીદી કે સ્વીકાર આમા પોતે ચોરી ન કરેલી હોય છતા માલીકની સમતિ વિના માલનો કબજો લેવાય છે, એ રીતે વ્રતનો ભગ થાય છે

[૩] દાણચોરી તથા યુદ્ધના સમયમા શત્રુને માલ પૂરો પાડવો

[૪] ખોટા તોલ અને માપનો ઉપયોગ કરવો

[૫] માલ ભેળસેળ કરવો, ખોટા સીક્કા કે કોઈ બીજી ખોટી વસ્તુ બનાવવી

## ૪ સ્વદારા સતોષ પરદારાવિરમણ વ્રત

સ્વસ્ત્રીમા સતોષ અને પરસ્ત્રીના ભોગનો ત્યાગ એ આ વ્રતનો ઉદ્દેશ છે સસારીને ઉદ્દેશીને આ વ્રત ખાસ મહત્ત્વનુ છે વિષય ઉપભોગમા પ્રજોત્પત્તિનો ઉદ્દેશ પ્રધાન હોવો જોઇએ એને બદલે એ ઉદ્દેશ ગૌણ બન્યો છે, વિષયલાલસા પ્રધાન બની છે આથી વિષયલાલસા ઓછી થાય એ સસારીઓ માટે ખાસ જરૂરનુ છે વિષયવાસ

નાનું સ્વરૂપ યથાર્થ રીતે સમજાય તો વિષયવાસનામાં ઘણો ઘટાડો થાય. વિષયવાસનાનું સ્વરૂપ જાણવા માટે કેટલાક મુદ્દાઓ આવશ્યક હોવાથી એ સંબંધી કંઇક વિવેચન સાથે જે તે હકીકત યોગ્ય થઇ પડે એવી કેટલીક મુદ્દાસર હકીકતો આ નીચે આપી છે.

પ્રથમ તો એ કે—વિષયવાસનાના પરિણામે શરીર અને ચિત્ત બન્ને દુર્બળ બને છે. વિષયસેવન ઘણી રીતે અહિતકારી છે. વિષયવાસના કે વિષયસેવનમાં કોઇ પ્રકારનું ખરૂં સુખ નથી. ડો. નીકલ્સને પ્રાણીવિદ્યા સંબંધી એક પુસ્તકમાં આવો જ અભિપ્રાય વ્યક્ત કર્યો છે

પ્રજનક ધાતુ ( વીર્ય ) નું, આધ્યાત્મિક કાર્યોમા જેનો ઉપયોગ થઇ શકે એવું એક ઉચ્ચ પ્રકારનું દ્રવ્ય બની શકે છે. બીજા શબ્દોમાં કહીએ તો વીર્યમાથી એક એવો ઉંચો પદાર્થ બને છે જે ધર્મકાર્યોમાં ઘણો ઉપયોગી થાય છે. આ મંતવ્ય જૈનશાસ્ત્રનું જ મંતવ્ય નથી; કેટલાંક અજૈન શાસ્ત્રનું પણ આ જ પ્રકારનું મંતવ્ય છે.

સ્ત્રી—સેવનમા દરેક વખતે નવ લાખ સંમૂર્ચ્છિમ પ્રાણીઓની હિંસા થાય છે. આ દૃષ્ટિએ વિચારતા સ્ત્રી—સેવનમાં સંયમભાવ આવશ્યક છે. સ્ત્રી—સેવનને પરિણામે જે નવ લાખ જીવોની હિંસા થાય છે તે જીવો અત્યંત સૂક્ષ્મ હોય છે. તેમનો આકાર મનુષ્ય જેવો હોય છે. પાંચે ઇન્દ્રિઓ હોય છે, પણ ચિત્ત—શક્તિ હોતી નથી. સ્ત્રી—સેવનમા આટલા બધા સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ અને હિંસા

થાય છે એ કેવળ જૈન માન્યતા છે સર્વ દોષોથી રહિત સર્વજ્ઞ અર્હત્ પ્રભુના બોધ ઉપર આપણે આ માન્યતાના સબધમા વિશ્વાસ રાખીએ એ મતવ્યના સત્યના સબધમા શકાને સ્થાન ન જ હોય

વિષયવાસનાથી મોહદશા પરિણમે છે, તેથી સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રનુ આવરણ થાય છે સદ્ગુણો તેમ જ બુદ્ધિને એકી વખતે કોરે મૂકી દેવામા આવે છે, બુદ્ધિ ઉપયોગશૂન્ય બને છે, સદ્ગુણ-ભાવનાનુ વિસ્મરણ થાય છે

જે મનુષ્યની વિષયવાસના અત્યત તીવ્ર હોય તેની યોજનાઓ, વિચારો, ઉદ્દેશો વિગેરે પાર પડતા નથી પાર પડે છે તો તેમા કોઇ ખાસ કર્મ કારણભૂત હોય છે વિષયવાસનાથી જેનુ ચિત્ત ઓતપ્રોત થયુ હોય તે ઘણાખરા કાર્યોમા ભાગ્યે જ ફત્તેહ મેળવે છે

કુદરતમા કેટલાક એવા સૂક્ષ્મબળો વર્તે છે જેનુ સામાન્ય રીતે આપણને જ્ઞાન પણ હોતુ નથી આવા બળો ઉપર વિષયવાસના રહિત વૃત્તિથી નિયત્રણ (સયમ)ની દૃષ્ટિએ સાફલ્ય પ્રાપ્ત થાય છે

મત્રસિદ્ધિ પણ વિશુદ્ધ ચારિત્ર ઉપર આધાર રાખે છે મત્ર ઉચ્ચારણથી ઉત્પન્ન થતા અવાજના પુદ્ગળના આંદોલનોથી જ મત્ર કાર્યસાધક થતો નથી મત્રસિદ્ધિ માટે માનસિક ક્રિયા તેમજ જીવનની પવિત્રતાની ઘણી જ જરૂર છે બધા મસુમ્ન આંદોલનોથી જ ઇષ્ટ કાર્ય સિદ્ધ

થાય છે. માનસિક અને જીવનની પવિત્રતાનું મહત્ત્વ મંત્ર ઉચ્ચારણથી થતાં પુદ્ગલનાં આંદોલનો કરતાં અધિક છે.

વિષયવાસનાનાં આધિક્યથી દુન્યવી દૃષ્ટિએ પણ ઘણા ગેરલાભ થાય છે. વિત્ત અને કીર્ત્તિનો ક્ષય, ગુરૂ અને શાસ્ત્રમાં અશ્રદ્ધા, શરીરના અંગ–ઉપાગોની અશક્તિ એ બધાં વિષયવાસનાનાં અનિષ્ટ પરિણામો છે. વિષય–દશામાં સારાં કાર્યો થઇ શકતાં નથી. વિષયવાસનાના અતિરેકને પરિણામે દેવત્વની પ્રાપ્તિ પણ શક્ય નથી.

શ્વાસોચ્છ્વાસની દૃષ્ટિએ વિષયવાસનાની સક્રિય ક્રિયાથી ઘણાં બળનો ક્ષય થાય છે. પ્રત્યેક ક્રિયામા આવી રીતે બળનો ક્ષય થાય છે, પણ બીજી ક્રિયાઓમા એ ક્ષય પ્રમાણમાં ઓછો હોય છે.

જૈનશાસ્ત્રની દ્રષ્ટિએ વિચારતાં ( જૈન મંતવ્ય અનુસાર ) ધ્યાનમાં શ્વાસોચ્છ્વાસની દ્રષ્ટિએ જેટલી શક્તિનો ઉપયોગ થાય છે અને બળ ઘટે છે તે કરતાં વિષયસેવનમાં નવગણી શક્તિનો ઉપયોગ થાય છે અને એ રીતે શરીરનું બળ નવગણું ઘટે છે. ધ્યાન, સદ્વિચારો, મૌન, વાણી, નિદ્રા, ગમનાગમન અને વિષયસેવનમાં અનુક્રમે ૪, ૬, ૧૦, ૧૨, ૧૬, ૨૨ અને ૩૬ શ્વાસોચ્છવાસનો ખર્ચ થાય છે. આ ઉપરથી જે તે ક્રિયામાં શરીરશક્તિનો કેટલો વ્યય થાય છે એ સમજી શકાશે.

વિષયવાસનાના અનિષ્ટ પરિણામો ઉપર વર્ણવ્યાં. આથી તેનો સંપૂર્ણ ત્યાગ અને અમુક અંશે ત્યાગ કોણે

કેટલું કરવો એ પ્રશ્નો વિચારવાના રહે છે વિષયસેવનનો સંપૂર્ણ ત્યાગ સાધુઓ માટે શક્ય છે વિષયસેવનમાં સંપૂર્ણ સંયમના માર્ગનું વિધાન સાધુઓ માટે થયેલું છે

સાધુઓ માટે વિષયસેવનનો પરિહાર શક્ય હોઇ શકે, સંસારીઓ માટે નહિ સંસારીઓ અમુક અંશે જ વિષયસેવનનો ત્યાગ સામાન્ય રીતે કરી શકે મધ્યમ પ્રકારના ચિત્ત-સંયમસેવીઓ માટે વિષયસેવનનો સંપૂર્ણ ત્યાગ થઈ શકે નહિ

આથી વિષયવાસનાનો ક્ષય બને તેટલો કેમ કરવો? વિષયસેવન બને તેટલું ઓછું કેમ કરવું ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે આપણે જે વ્રતનો વિચાર કરી રહ્યા છીએ તે વ્રતથી આ પ્રશ્નનું સુંદર રીતે સમાધાન થઈ જાય છે

સ્વદારા-સંતોષ અને પરદારા-વિરમણ એમ ચોથા વ્રતના બે ભાગ છે પોતાની પત્નીથી સંતુષ્ટ રહેવું એટલે સ્વદારાસંતોષ અને પરસ્ત્રીના સેવનથી વિમુખ રહેવું એ પરદારા-વિરમણ છે ચતુર્થ વ્રત આખું યે લેવું હોય તો તે લઈ શકાય છે વ્રતના બે ભાગોમાંથી બીજા ભાગનો ત્યાગ અને સ્વદારાસંતોષ તેમ પણ થઇ શકે છે

ચતુર્થ વ્રતધારીએ વાણી અને વિચારની દૃષ્ટિએ વ્રત-ભંગ ન થાય તે માટે યથાશક્ય પ્રયત્ન કરવો જોઇએ દિવસમાં સ્ત્રી-સેવન ન થાય ફરી લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા પણ કેટલાક વ્રતધારીઓ લે છે

ચતુર્થ વ્રતધારીઓ બ્રહ્મચર્યની વાડરૂપ નીચેના નિયમોનું પોતાનાં વ્રતનાં સંરક્ષણ અર્થે પાલન કરે છે.

(૧) કોઇ સ્ત્રી સાથે ( બધો વખત ) શરીર–સંસગ ન થાય તેવી રીતે નિવાસ. નપુંસકો તેમજ માદા જાનવરો હોય એવાં ઘરોમાં નિવાસ ન કરવો અર્થાત્ નપુંસકો તેમજ માદા જાનવરો ન હોય એવા સ્થળમાં વસવું.

(૨) વિષયલાલસાને ઉત્તેજક વાર્તાલાપ કે કથાઓથી વિમુખતા.

(૩) એક સ્ત્રી અમુક સ્થાન ઉપર બેસીને ઉઠી ગયા બાદ તે સ્થાન ઉપર અમુક કાળ સુધી ન બેસવું.

(૪) સ્ત્રીઓનું નિરીક્ષણ વિષયવાસનાની વૃત્તિથી ન કરવું. સ્ત્રીઓના સંબંધમાં કુદ્રષ્ટિ ન સેવવી.

(૫) પરિણીત યુગલ નિદ્રાધીન હોય તે ઓરડાથી પાસેનો ઓરડો મર્યાદાની દ્રષ્ટિએ બરોબર ન હોય તો એ ઓરડામાં ન રહેવું કે સૂવું.

(૬) ભૂતકાલીન વિષયસેવનનું સ્મરણ ન કરવું.

(૭) વિષયવાસનાને ઉત્તેજક અન્નાદિનો ત્યાગ કરવો.

(૮) કોઇ ખાદ્ય પદાર્થ વિષયવાસનાને અનુત્તેજક હોય તો પણ તેનો વિશેષ ઉપભોગ ન જ કરવો.

(૯) શરીર–શોભાથી દૂર રહેવું.

કૃત્રિમ રીતે વિષયસેવન, કોઈની કન્યાનુ લગ્ન, વિષય વાસનાયુક્ત દ્રષ્ટિથી સ્ત્રીઓનુ વાર વાર નિરીક્ષણ–એમ અનેક રીતે આ વ્રતનો ઓછેવત્તે અશે ભગ થાય છે *

આ ચોથુ વ્રત સ્ત્રીઓને પણ સ્વીકાર્ય છે વ્રતધારી સ્ત્રીએ પોતાના પતિથી સતુષ્ટ રહેવુ, અન્ય પુરૂષો સાથે ગમન ન કરવુ વિગેરે વ્રતના સર્વ નિયમો સ્ત્રીઓ તેમજ પુરૂષોને એક સરખા લાગુ પડે છે

## ૫ સ્થૂલ પરિગ્રહપરિમાણ વ્રત

દ્રવ્ય, મીલ્કત આદિના સબધમા મર્યાદા બાધવાનુ વ્રત તેને સ્થૂલ પરિગ્રહપરિમાણ વ્રત કહે છે દ્રવ્ય આદિના સબધમા પરિગ્રહની ભાવનાથી આ વ્રતનો ઉદ્ભવ થાય છે પાચમુ વ્રત એટલે સ્થૂલદ્રષ્ટિએ દ્રવ્યાદિનો પરિગ્રહ

પરિગ્રહ વ્રતના અભાવે મનુષ્યની પરિગ્રહવૃત્તિ શકય નથી દ્રવ્યાદિનો મોહ અમર્યાદિત રહે છે આ વધુ પડતા મોહભાવ ઉપર યોગ્ય સયમની જરૂર છે

દ્રવ્યાદિના પરિગ્રહ નિમિત્તે પ્રથમ તો ભાવનાની મર્યાદા આવશ્યક છે દ્રવ્ય વિગેરેની ભાવના મર્યાદિત બને એટલે ભાવનાનુ કેટલેક અશે નિયત્રણ થાય છે જે વસ્તુઓ આત્મીય નથી તેનો મોહ પરિહાર્ય છે આથી દ્રવ્યાદિ અનાત્મીય વસ્તુઓનો મોહ ઓછો કરી તેનો પરિમાણસગ

* તત્ત્વાર્થસૂત્ર ૭-૨૦ યોગશાસ્ત્ર ૦-૮૦

પરિગ્રહ રાખવો એ આત્મોન્નતિના વાંચ્છુકો માટે ખાસ જરૂરનું છે.

આત્મા અને ભૌતિક વસ્તુઓની વચ્ચે એકતા સંભવી શકે નહિ. આમ છતાં એ બન્ને વચ્ચે ખોટી રીતે એકતા માની લેવાને પરિણામે દ્રવ્યાદિનો મોહ વધે છે. દ્રવ્ય વિગેરે ભૌતિક વસ્તુઓની વાસના ઘટતી નથી. માલ–મીલ્કતનો (પરિગ્રહનો) મોહ દિનપ્રતિદિન વધ્યા જ કરે છે. ભૌતિક વસ્તુઓ અને આત્મા વચ્ચે એકતા ન હોય એવી જેને પ્રતીતિ થાય છે તેજ દ્રવ્યાદિનો મોહ છોડી શકે છે અને અલ્પ પરિગ્રહવંત બને છે. જે મનુષ્યને પરિગ્રહનો બહુ મોહ હોય તેણે એ મોહનાં શાન્ત્વન અર્થે કોઇ ને કોઇ અનાત્મીય પ્રવૃત્તિઓમાં મશગુલ રહેવું પડે છે. એ પ્રવૃત્તિ-ઓથી અનિષ્ટ કર્મોનું નિરસન થાય છે. આ પ્રમાણે જેમને પરિગ્રહનો મોહ વિશેષ હોય તેમનું ઘોર અધ:પતન થાય છે. પરિગ્રહવૃત્તિ મર્યાદિત હોય એવા મનુષ્યોની દશા આથી જુદી જ હોય છે. તેમનું પરિગ્રહપરિમાણ ઓછું થવાથી આત્માના કેટલાક શુભ પરિણામો ઉત્તેજિત થાય છે. ચિત્તને સતોષ અને સ્થૈર્યની પ્રાપ્તિ થાય છે. આત્માની ધર્મને પંથે ઉજ્જવળ પ્રગતિ થાય છે પરિગ્રહની મર્યાદા ન હોય એ સ્થિતિ બીલકુલ ઇચ્છનીય નથી એ સ્થિતિમાં અસંતોષ અને અસ્થૈર્યનું સામ્રાજ્ય વર્ત્તે છે. જીવનની એકંદર સ્થિતિ પતંગીયા જેવી ચંચળ હોય છે. જીવનમાં સ્થૈર્ય જેવું કશુંયે હોતું નથી. જીવનનું આવું અસ્થૈર્ય ધર્મવાંચ્છુઓને ક્ષણ પણ સહ્ય ન જ હોય

પરિગ્રહનુ પરિમાણ અનાદિ કાળથી ચાલ્યુ આવે છે ભૂતકાળમા સખ્યા, વજન આદિ દ્રષ્ટિએ વસ્તુઓનુ વર્ગીકરણ થતુ પરિગ્રહનુ પરિમાણ પણ સખ્યા આદિ દ્રષ્ટિએ થતુ હાલ પણ સામાન્ય રીતે એવી જ રીતે પરિગ્રહનુ પરિમાણ થાય છે ભૂતકાળમા વસ્તુઓનુ વર્ગીકરણ પરિસ્થિતિને અનુરૂપ થતુ હતુ વસ્તુઓનુ ભૂતકાલીન વર્ગીકરણ આ પ્રમાણે છે —

૧ સખ્યાથી વેચાતી વસ્તુઓ દા ત તરબુચ
૨ વજનથી વેચાતા પદાર્થો દા ત સાકર, દવા વિગેરે
૩ માપથી વેચી શકાય એવી વસ્તુઓ દા ત તેલ, દૂધ વિગેરે
૪ પરીક્ષા કરીને વેચાતી વસ્તુઓ દા ત સોનુ
૫ જુદી જુદી જાતની મીલ્કતો દા ત જમીન, મકાનો વિગેરે

ભૂતકાળમા પ્રાણીઓ તેમજ ધાતુઓની ગણના ખાસ મીલ્કત તરીકે જ થતી હતી

આજની પરિસ્થિતિમા પરિગ્રહની વસ્તુઓ તેમજ પરિગ્રહપ્રમાણ વધી પડેલ છે આથી વ્રતધારીએ પરિગ્રાહ્ય વસ્તુઓ અને તેમના પરિમાણના સબધમા યથાર્થ વિચાર કરવો ઘટે છે

## પરિગ્રહ વ્રતના ભગજનક કારણો*

વ્રતધારી પરિગ્રહના પરિમાણથી મર્યાદિત કરેલ

* તત્ત્વાર્થસૂત્ર ૭-૨૪, યોગશાસ્ત્ર ૩-૯૪

વસ્તુઓ કરતા વિશેષ સંખ્યા કે પ્રમાણમાં જે તે વસ્તુઓ પોતાની તરીકે રાખે તો તેથી વ્રતનો ભંગ થાય છે. પરિગ્રહના મોહવશાત્ કંઇ પાછલો માર્ગ શોધાય તો તેથી વ્રતનો અમુક અંશે ભંગ થાય છે. દા. ત. અનાજનું પ્રમાણ વ્રત અનુસાર થઇ જતાં કોઇ મનુષ્ય સાથે રહીને વિશેષ અનાજ રાખીએ તો તેથી વ્રત–ભંગ પરિણમે છે. આવી જ રીતે વીંટી આદિના પરિગ્રહનું સમજી લેવું

શ્રાવકના પ્રથમ પાંચ વ્રતો અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ કેવાં પોષક અને ઉત્તેજક છે તે જે તે વ્રતનાં સ્વરૂપ ઉપરથી નિર્દિષ્ટ થાય છે. એ વ્રતોનાં પાલનથી જીવદયા અને સત્યનું રક્ષણ થાય છે, ચારિત્રની યથાશક્ય વિશુદ્ધિ થાય છે, નીતિનું પાલન થાય છે, પરિગ્રહનું મમત્વ ઘટે છે. સાધુઓનાં મહાવ્રતોની તુલનાએ આ પાચે વ્રતો અણુવ્રતો કહેવાય છે. આત્મકલ્યાણ વ્રતો માટે એ વ્રતો અત્યંત ઉપકારી છે.

## ૬ દિગ્પરિમાણ વ્રત.

## નિવાસસ્થાન તેમજ ગમનાગમનની વિસ્તારની.

નિવાસસ્થાન તેમજ ગમનાગમનની વિસ્તારની મર્યાદા બાંધી એ મર્યાદાનું ·પાલન કરવું એ આ વ્રતનું રહસ્ય છે. ગમનાગમનમાં દશે દિશાઓનો સમાવેશ થઇ જાય છે. દિગ્ એટલે દિશા. જે મનુષ્ય દિગ્પરિમાણ-વ્રત લે છે તે ચારે દિશા, ચારે કોણ અને ઊર્ધ્વગમન અને અધોગમનની બે દિશાઓ એમ દશે દિશાઓમાં અમુક

અ તર સુધી જ જવાની મર્યાદા કરી લે છે એ અ તરની બહાર તેનાથી કે તેના માણસોથી જઈ શકાતુ નથી

દિગ્પરિમાણવ્રત એ એક ગુણવ્રત હોવાથી પહેલા પાચ વ્રતોને સહાયરૂપ છે એ વ્રત જે ઉચ્ચરે છે તે પોતાની મર્યાદા બહારના કોઈ પ્રાણીનુ અહિત ન કરવાની એક પ્રકારની ઘોષણા કરે છે વ્રતધારીએ કલ્પેલી મર્યાદા બહારના જીવોને વ્રતધારી કશીયે ઇજા કરતો નથી આ રીતે મર્યાદા બહારના જીવો ભયમુક્ત છે

દિગ્પરિમાણ વ્રતધારી પ્રત્યક્ષ રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાની (અતીન્દ્રિય દર્શનની) શક્તિનો વિકાસ કરે તો મર્યાદા બહારના સ્થાનમા શુ બને છે તે જે તે સ્થાને ગયા વિના જાણી શકાય છે

## વ્રતભ ગના સ ભવનીય કારણો*

વિસ્મૃતિ કે અકસ્માત્થી મર્યાદાનુ ઉલ્લ ઘન થાય તો વ્રતનો અમુક અ શે ભ ગ થાય છે પાછલા કે વાકા ચૂકા માર્ગોથી પણ વ્રતભ ગ કઇ ને કઇ અ શે થાય છે એ સિવાય બીજી કોઇ રીતે મર્યાદાનુ ઉલ્લ ઘન થાય તો વ્રતનો સ પૂર્ણ ભ ગ થાય છે

## ૭ ભોગોપભોગપરિમાણ વ્રત.

ભોગ્ય તેમજ ઉપભોગ્ય વસ્તુઓના પ્રમાણની મર્યાદા બાધી એ રીતે વર્તવુ તે આ વ્રતનો ઉચ્ચ આશય છે ભોગ્ય વસ્તુઓ એટલે જેનો એક જ વાર ઉપયોગ થઈ શકે

* તત્ત્વાર્થ સૂત્ર ૭-૨૫ યોગશાસ્ત્ર ૩-૯૬

એવી વસ્તુઓ. અન્ન, પાણી, ફુલ વિગેરે ભોગ્ય વસ્તુઓ છે. વારંવાર ઉપયોગ થઇ શકે એવી વસ્તુઓ કે પ્રાણીઓ ઉપભોગ્ય કહેવાય છે. ચિત્રો, સ્ત્રી, વસ્ત્ર, આભૂષણ, ઘટ વિગેરે ઉપભોગ્ય વસ્તુઓ છે.

ભોગ્ય કે ઉપભોગ્ય વસ્તુઓની પ્રાપ્તિ નિમિત્તે આવશ્યક પ્રવૃત્તિઓની મર્યાદા બાંધી તે પ્રમાણે વર્તન કરવું એ આ વ્રતનો મુખ્ય ઉદ્દેશ છે. આ વ્રતના બે ભાગ છે.

(૧) આહાર તરીકે ઉપયોગમાં આવતી વસ્તુઓના સંબંધમાં મર્યાદા. બની શકે ત્યાં સુધી વ્રતધારીએ અચિત્ત વસ્તુઓ જ ખોરાકમાં લેવી જોઇએ. સચિત્ત વસ્તુઓનો બને તેટલો ત્યાગ જ હોય. જે સચિત્ત વસ્તુઓનો ત્યાગ ન થઇ શકે તેની સંખ્યા, પ્રમાણ, વજન વિગેરેની દ્રષ્ટિએ મર્યાદા બાંધી તદનુસાર વર્ત્તવું જોઇએ. માંસાહાર તો સર્વથા વર્જ્ય જ હોય. ગાજર, બટાટા વિગેરે અનંતકાય વનસ્પતિનો ( અનંત સૂક્ષ્મ જીવોવાળાં તમામ પ્રકારનાં કંદમૂળનો ) સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ. આ ઉપરાંત અજાણ્યા ફળો, સડેલું કે વાસી અન્ન, મધ અને મદ્ય (દારૂ) એ સર્વ પરિહાર્ય છે. રાત્રિભોજનનો ત્યાગ પણ આવશ્યક છે.

(૨) ભોગ્ય કે ઉપભોગ્ય વસ્તુઓ પ્રાપ્ત કરવાની વિવિધ ક્રિયાઓમાં કોઇ પ્રકારનું પાપ કે ક્ષતિ અનિચ્છનીય છે. જો કોઈ ક્રિયા ( વ્યાપાર આદિ ) હિંસા વિગેરે પાપાત્મક હોય તો એ ક્રિયા ( પ્રવૃત્તિ )નો ત્યાગ જ ઇષ્ટ છે.

## વર્જ્ય પ્રવૃત્તિઓ.

સાતમુ વ્રત ગ્રહણ કરનારાઓ માટે ઘણીયે પ્રવૃત્તિઓ (ધંધાઓ વિગેરે) ખાસ પરિત્યાજ્ય છે એમાની કેટલીક આ રહી —

૧ કોલસા બનાવવા અને વેચવા

૨ ખેતી કરવી કે બાગાયત કામ

૩ ગાડાઓ વિગેરે બનાવવા અને વેચવા, પોતાની માલેકીના વાહનો હાકવા

૪ નોકર કે ભાડુતી માણસ તરીકે બીજાના વાહનો હાકવા

૫ ખાણો ખોદવી, ખડકો ઉડાવી મૂકવા

૬ હાથીદાતનો વ્યાપાર હાથીઓની હિંસાની દ્રષ્ટિએ આ વ્યાપાર ત્યાજ્ય છે

૭ અનેક જીવજંતુઓની હિંસાજનક લાખ વિગેરે વસ્તુઓ વેચવી

૮ પ્રવાહી પદાર્થોનુ વેચાણ

૯ જુદી જુદી જાતના ઝેરી પદાર્થો વેચવા

૧૦ પ્રાણીઓના વાળ અને રૂવાનુ વેચાણ

૧૧ ગીરણી (મીલ) ચલાવવી

૧૨ જાનવરોને ખસી કરવી

૧૩ લીલાંછમ ખેતરો, જંગલો વિગેરેને બાળી કે કાપી નાખવાં.

૧૪ તળાવો વિગેરે સૂકવી નાખવાં. માછલાંઓ મરી જાય એ કારણે આ પ્રવૃત્તિ ત્યાજ્ય છે.

૧૫ અનીતિમય જીવન માટે સ્ત્રીઓનું પાલન કરી તેમને ઉછેરવી; પૈસા મેળવવાની ઇચ્છાથી કોઇ ઘાતકી કૃત્ય માટે કોઇ પ્રાણીનો ઉછેર કરવો.

માંસ આદિનાં ભક્ષણથી આ વ્રતનો અમુક અંશે ભંગ થાય છે.*

## ૮ અનર્થદંડવિરમણ વ્રત.

અનાવશ્યક અનિષ્ટ પ્રવૃત્તિઓથી દૂર રહેવાનું વ્રત તે અનર્થદંડવિરમણ વ્રત છે. 'અનર્થદંડવિરમણ વ્રત' એ પાંચ શબ્દોનો એક સંયુક્ત શબ્દ છે. અન, અર્થ, દંડ, વિરમણ અને વ્રત–એ પાંચ શબ્દોથી આ વ્રતનું નામ બને છે. પ્રથમ ત્રણ શબ્દોના અર્થ અનુક્રમે ન (નહિ), લાભ ( કે કારણ ) અને અનિષ્ટ ( કે અનિષ્ટ પરિણામો ) છે. છેલ્લા બે શબ્દોનો અર્થ 'થી દૂર રહેવાની કબૂલાત' એવો થાય છે. આ રીતે આરંભમાં વ્રતનો જે અર્થ આપ્યો છે તે અર્થ યથાયોગ્ય રીતે સમજી શકાશે.

જે વિચારો, વાણી કે કૃત્યોથી સમાજને કે આપણને કશોયે લાભ નથી તેવા વિચારો વિગેરેથી આપણે બીન-

* તત્ત્વાર્થાધિગમ સૂત્ર, ૭–૩૦; યોગશાસ્ત્ર ૩, ૯૭.

જરૂરી દુ ખો વહોરી લઇએ છીએ આથી જે પ્રવૃત્તિઓથી અનાવશ્યક અનિષ્ટ પરિણામો આવે તે પ્રવૃત્તિઓ ત્યાજ્ય છે

જે પ્રવૃત્તિઓ આવશ્યક છે તેના અનિષ્ટ પરિણામો ભોગવ્યા સિવાય છૂટકો નથી, પણ અનિષ્ટ પરિણામદાયી અનાવશ્યક પ્રવૃત્તિઓથી તો મનુષ્યે વિમુખ થવુ ઘટે જે કાર્યોમા પોતાને લાભ ન હોય અને જે કાર્યો સાથે લેવાદેવા પણ ન હોય એવા કાર્યોથી પરાઙ્મુખ રહેવુ એ યુક્ત છે

## પરિત્યાજ્ય પ્રવૃત્તિઓ.

નીચેની પ્રવૃત્તિઓ બીનજરૂરી અને અહિતકારી હોવાથી એ સર્વ પ્રવૃત્તિઓ પરિત્યાજ્ય છે

૧ દ્રવ્ય, આરોગ્ય વિગેરે કમી થવાનો દૈનિક ભય

૨ દુ ખ, દારિદ્રય, વ્યાધિ વિગેરેની પ્રાપ્તિની વારવાર શકા

૩ વ્યાધિ, દારિદ્રય વિગેરેથી દૂર થવાની અયોગ્ય પ્રકારની ચિ તા

૪ ભાવી સુખની અનહદ લાલસા, દુ ખ નિવારણ માટે અયોગ્ય ચિ તા

૫ કોઇની હિ સા કરીને આન દ માનવાની વૃત્તિ, બીજાઓના હિ સક કાર્યોને અનુમતિ

૬ બીજાઓના સંબંધમાં અસત્ય કે અનિષ્ટ કથન; અસત્ય કથન આદિ માટે ગર્વવૃત્તિ.

૭ કોઇની મીલ્કત વારસામાં મળે એવા ઉદ્દેશથી જેના-તેના મૃત્યુની ઇચ્છા; લોકોનું ગર્વયુક્ત પ્રતારણ; પ્રતારણ-કાર્યમાં ( છેતરપીંડીમાં ) નિમગ્નતા.

૮ પોતાની માલમીલ્કતની સહીસલામતી માટે બીજાઓનો અવિશ્વાસ અને તેમના મૃત્યુની અભિવાંચ્છના.

૯ પોતાને જે વસ્તુઓના સંબંધમાં કંઇ લેવાદેવા ન હોય તેમાં માથું મારીને લાગતાવળગતાઓને સલાહ વિગેરે આપવાની વૃત્તિ.

૧૦ બંદુક વિગેરે ભયંકર હથિયારો કે જે હથિયારોના ઉપયોગથી ખેતી વિગેરેનાં કાર્યમાં જુદા જુદા પ્રકારની હિંસા થાય છે તેવાં હથિયારો આપવાં-અપાવવાં.

૧૧ વાણી, વિચાર અને કાર્યોમાં સંપૂર્ણ બેદરકારી, મદ્યપાન, અતિશય વિષયસેવન, અત્યંત કષાયયુક્ત વાણી, વિચાર અને કાર્યો, નિદ્રાનો અતિરેક, મહાન્ યુદ્ધો કે સ્ત્રીઓનાં સૌંદર્ય સંબંધી વાર્તાલાપ, ભોજનકથા અને રાજકથા.

આઠમા વ્રતનાં પાલનથી ઘણાં અનિષ્ટોથી વ્રતધારીનું રક્ષણ થાય છે. વ્રતધારી અનાવશ્યક અનિષ્ટોથી બચી જાય છે.

## વ્રતભગના કારણો *

નીચેના કારણો નિષ્પન્ન થતા આઠમા વ્રતનો ભગ થાય છે

૧ વિષયવાસના ઉત્પન્ન થાય એવા હાવભાવ (કદર્પ)

૨ અસગત કે બુદ્ધિ રહિત વાર્તાલાપ અને કાર્યો (કૌત્કુચ્ય)

૩ સસારી હિતની દ્રષ્ટિએ અનાવશ્યક દ્રષ્ટિઓની પ્રાપ્તિ અને ઉપભોગ (ભોગોપભોગ અતિરેક)

૪ અતિશય વાર્તાલાપ (મૌખર્ય)

૫ કોઈ નાશકારક હથિયારનુ ઉપેક્ષાયુક્ત નિધાન (સયુક્ત અધિકરણ) ભયકર હથિયાર ગમે ત્યા ફાવે તેમ બેદરકારીથી મૂકવુ એ વ્રતધારીને માટે વર્જ્ય છે

## ૯ સામાયિક વ્રત

ચાર શિક્ષાવ્રતોમા આ પહેલુ શિક્ષાવ્રત છે તેના પાલનથી ચિત્તનો સમભાવ પ્રાપ્ત થાય છે આ વ્રતમા શાશ્વત આત્મા, સત્ય તત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્રની વિચારણા ને વાચના થાય છે દુષ્કૃત્યોનો પશ્ચાત્તાપ કરી દુષ્કૃત્યો ફરીથી ન કરવાનો નિર્ણય દ્રઢ બને છે પ્રભુના ગુણોની દ્રષ્ટિએ પ્રભુનુ પૂજન સુદર રીતે થાય છે

* તત્વાર્થસૂત્ર ૭-૨૭ યોગશાસ્ત્ર ૩-૧૧૪

સામાયિકનો કાળ બે ઘડી એટલે ૪૮ મીનીટનો છે. સામાયિકવ્રતધારી સામાન્ય રીતે દરરોજ એક સામાયિક કરે છે.

## વ્રતભંગનાં કારણો.*

સામાયિક વ્રતનો નીચેનાં કારણોથી ભંગ થાય છેઃ—

૧ ધ્યાન-કાળમાં શરીર, મન અને વાણીનું વિમાર્ગ-દર્શન (દુરુપયોગ). તત્ત્વજ્ઞાનનું વાચન, ધર્મધ્યાન આદિ સિવાય કોઇ પણ બીજી નિરર્થક અને અહિતકારી બાબતોમાં સામાયિક વ્રતધારીએ ચિત્ત પરોવવું ન જોઇએ. શરીર અને વાણીનો વ્યવસાય પણ ધર્મમાર્ગે જ હોય.

૨ જીવજંતુઓની હિંસાજનક સ્થાનમાં વ્રતનું આચરણ.

૩ વ્રતની ક્રિયાઓનું વિસ્મરણ કે અપાલન. સામાયિક અમુક કાળ સુધી કરવાનો નિશ્ચય કરી તે અગાઉ ઉઠી જવું એ વ્રતભંજનનું કારણ છે.

સામાયિક વ્રત દરમીયાન પાપનો પશ્ચાત્તાપ, તત્ત્વજ્ઞાનનું વાંચન અને ધાર્મિક વિષયોનું ધ્યાન, નિદિધ્યાસન આદિ કાર્યો થાય છે.

## ૧૦ દેશાવઆસિક વ્રત.

આ વ્રતથી ગમનાગમનનો ઓછામાં ઓછો સ્થાન–

*તત્ત્વાર્થસૂત્ર, ૭-૨૮, યોગશાસ્ત્ર, ૩-૧૧૫

વિસ્તાર નક્કી થાય છે વ્રતધારી પોતે નિયત કરેલા વિસ્તારમા જ ગમના—ગમન કરે છે અમુક દિવસ, માસ આદિ માટે અમુક સ્થાન, ખડ આદિ નક્કી કરી તે સ્થાન કે ખડમાજ ગમનાગમન શકય બને છે

દશમુ વ્રત છઠ્ઠા વ્રતને કેટલીક રીતે અનુરૂપ છે તીવ્રતાની દ્રષ્ટિએ દશમુ વ્રત છઠ્ઠા વ્રત કરતા ઘણુ ચઢી જાય છે આ રીતે છઠ્ઠા અને દશમા વ્રતોમા ભિન્નતા છે એક રીતે જોતા દશમુ વ્રત એ આવશ્યક ગમનાગમન ઉપર એક પ્રકારના દરરોજના અકુશરૂપ છે વ્રતધારીથી નિયત ક્ષેત્રની બહાર કોઈ પણ કાર્ય થઈ શકતુ નથી

## દેશાવગાસિક વ્રતના ભગજનક કારણો.*

દેશાવગાસિક વ્રતના ભગજનક કારણો નીચે પ્રમાણે છે —

૧ નિયત કરેલા વિસ્તારની બહારથી કોઇ પણ વસ્તુ મગાવવી

૨ કોઈ મનુષ્યને કઇ કામ સારૂ નિયત ક્ષેત્રની બહાર મોકલવો

૩ નિયત વિસ્તારની બહારના કોઈ મનુષ્યનુ ધ્યાન ખેચાય એવી રીતે કોઈ પ્રકારનો અવાજ કરવો

*તત્ત્વાર્થસૂત્ર ૭-૨૬ યોગશાસ્ત્ર, ૩-૧૧૬

૪ નિશાની કરીને પોતાના વિસ્તારની બહારના કોઇ મનુષ્યને બોલાવવો.

૫ ધ્યાન ખેંચવાના ઉદ્દેશથી પોતાના નિયત વિસ્તારની બહાર કોઇ મનુષ્ય ઉપર કંઈ ચીજ ફેંકવી.

## ૧૧ પોષધોપવાસ વ્રત.

આ વ્રત તે ૧૨ કે ૨૪ કલાકનું એક પ્રકારનું સામાયિક છે. એ રીતે તે નવમા વ્રતને મળતું આવે છે. પોષધ વ્રતધારીને ઉપવાસ આદિ તપશ્ચર્યા સામાન્ય રીતે કરવી પડે છે. એ તપશ્ચર્યાથી અશુદ્ધિઓનું નિવારણ થાય છે. પોષધવ્રતધારીને વરસમાં ઓછામાં ઓછો ૧ પોષધ કરવો જ પડે. ઉપવાસ આદિ તપશ્ચર્યા ન થઇ હોય તો પણ પોષધધારીથી પોષધને દિવસે રાત્રિભોજન તો ન જ થાય. પોષધધારીઓ કામધંધાને તદ્દન છોડી દઈને પોષધનો બધો વખત એક જ સ્થાનમાં ધર્મધ્યાનમાં ગાળે છે. તેઓ ૧૨ કે ૨૪ કલાક સુધી કશુંયે ખાતા–પીતા નથી. કેટલાક બે કે ત્રણ દિવસ સુધી પણ અન્નજળનો ત્યાગ કરે છે.

## પોષધનાં ભંજક કારણો*

નીચેનાં પાંચ કારણો પોષધવ્રતનાં ભંજક કારણો છે.

૧. વસ્ત્રાદિથી જંતુઓની હિંસા.

*તત્ત્વાર્થસૂત્ર, ૭–૨૯, યોગશાસ્ત્ર, ૩–૧૧૭

૨ જતુઓની રક્ષા અર્થે ચરવલો આદિ ન રાખવા

૩ ગુરૂશકા, લઘુશકા, છીક, ઉધરસ આદિમા હિસાની ઉપેક્ષા

૪ વ્રત પ્રત્યે તિરસ્કારભાવ

૫ વ્રતના પાલન નિમિત્તે આવશ્યક વસ્તુઓની વિસ્મૃતિ

## ૧૨ અતિથિસવિભાગ વ્રત

અતિથિ એટલે પરોણો કોઈ સાધુ કે જૈનરૂપ અતિથિનો સત્કાર કરી અન્નાદિનો તેમને લાભ આપવાનુ વ્રત તે અતિથિસવિભાગ વ્રત છે અતિથિસવિભાગ વ્રત ધારી પોષધ વ્રતના પારણાને દિવસે કે કોઇ પણ અનુકૂળ દિવસે કોઈ સાધુ કે પ્રતિષ્ઠિત શ્રાવકને નિમત્રણ કરે છે અને અન્નાદિનુ સવિભાજન ( વહેચણી ) કરી અતિથિ પ્રત્યેનો પોતાનો ધર્મ બજાવે છે સાધુ કે શ્રાવકની ગેરહાજરીમા વ્રતનુ પાલન વિચારથી થાય છે અતિથિને અતિથિસવિભાગ વ્રત સબધી કશીયે ખબર હોતી નથી અતિથિ સાધુ જે જે વસ્તુઓનો ઉપભોગ કરે તે જ વસ્તુઓ વ્રતધારીને ગ્રાહ્ય છે વ્રતધારી પુસ્તકો, વસ્ત્રો આદિનુ દાન કરી શકે છે અને અતિથિ દાનમા અપાયલી વસ્તુઓનો સ્વીકાર કરી શકે છે

વ્રતધારીએ વ્રતનુ પાલન વરસમા ઓછામા ઓછુ એક વાર કરવુ જ જોઇએ

## વ્રતભંગનાં સંભાવ્ય કારણો*

નીચેનાં ૪ કારણોથી અતિથિસંવિભાગ વ્રતનો ઓછે-વત્તે અંશે ભંગ થાય છે.

૧. સાધુને સચિત્ત વસ્તુ વહોરાવવી. દા. ત. નહિ કાપેલું ફળ. ફળો કાપ્યા પછી ૪૮ મીનીટ પછી અચિત્ત બને છે.

૨. અચિત્ત અન્નાદિ ઉપર સચિત્ત વસ્તુઓ મૂકવી. ઉકાળેલાં અચિત્ત પાણીમાં ઠંડુ સચિત્ત પાણી રેડવું એ અચિત્ત અને સચિત્ત વસ્તુઓનાં મિશ્રપણાનું એક દ્રષ્ટાન્ત છે. તાજું ઠંડુ પાણી અનંત સૂક્ષ્મ જીવોનું નિવાસસ્થાન છે એટલું જ નહિ પરંતુ એ પાણી સચિત્ત દ્રવ્યનો એક સમૂહ છે.

૩. અન્નાદિનું સંકુચિત વૃત્તિથી પ્રદાન.

૪. આહાર લીધો છે એમ જાણ્યા છતાં સાધુને નિમંત્રણ.

## બાર વ્રતોથી આત્માની ઉન્નતિ.

આ પ્રમાણે બાર વ્રતો થયાં. એ સર્વનાં પાલનથી આત્માની ઉજ્વળ પ્રગતિ થાય છે. આત્માનું અજબ રીતે પરિવર્તન થયાથી અજ્ઞાન, અવિવેક, દૌર્બલ્ય, અહિંસા-વૃત્તિ આદિનું નિવારણ થાય છે. સંભાવ્ય ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રત્યે આત્માનું ગમન થાય છે.

*તત્ત્વાર્થસૂત્ર, ૭–૩૧; યોગશાસ્ત્ર, ૩–૧૧૮.

વિકસિત ચારિત્રરૂપ દૃઢ પાયા ઉપર આ સર્વ વ્રતોનુ ચણતર થયેલુ છે દયાવૃત્તિ, આત્મસયમ, સત્ય જ્ઞાનની ઇચ્છા એ વિગેરેને પરિણામે ચારિત્રનો વિકાસ થયો હોય તેમને સર્વ વ્રતો ઘણા ઉપકારક છે વ્રતોના પાલનથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે, ચારિત્રનુ બળ સગઠિત બને છે, ચિત્તની શાન્તિ પ્રાપ્ત થાય છે, આત્મા શાશ્વત અને સુખી જીવન પ્રત્યે પ્રયાણ કરે છે, દિનપ્રતિદિન આત્મોન્નતિનુ કાર્ય પૂરવેગથી ધપે છે

## એકાગ્રધ્યાન

ચારિત્રના શાસ્ત્રીય વિકાસ માટે એકાગ્રધ્યાન ખાસ આવશ્યક છે આત્મા અને કર્મોરૂપી ભૌતિક દ્રવ્યનુ મિશ્રણ છૂટુ પાડવાનુ કાર્ય જે તે વ્યક્તિએ જ કરવાનુ છે જે તે આત્મા અને કર્મોના મિશ્રણનુ વિયોજન જે તે આત્મા જ કરે એક આત્મા અને તેને લાગેલા કર્મોના મિશ્રણના વિયોજન-કાય સાથે બીજા આત્માઓને કઈ લેવાદેવા હોઇ શકે નહિ આત્મા અને કર્મોના મિશ્રણનુ વિયોજન બીજા આત્માઓથી શકય પણ નથી

એકાગ્રધ્યાન એ આત્મોન્નતિનુ મુખ્ય સાધન છે તે એક પ્રકારની ચિત્તસયમયુકત ક્રિયા છે એકાગ્રધ્યાનથી આત્માનો વિકાસ શરૂ કર્યા પહેલા સમ્યગ્દર્શનની પ્રાપ્તિ અનિવાર્ય છે સમ્યગ્દશનની પ્રાપ્તિ થયા બાદ એકાગ્ર-ધ્યાન થાય તો તેથી સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ થાય છે ચારિત્રની ઘણી શુદ્ધિ થાય છે

અમુક વસ્તુ કેવી હોય કે હોવી જોઇએ એ વિચારવાને પરિણામે ધ્યાનથી જ્ઞાનવૃદ્ધિ થતી નથી. ધ્યાન પહેલા વસ્તુનું જ્ઞાન હોય જ. વસ્તુનું જ્ઞાન અનિવાર્ય છે. વસ્તુનું જ્ઞાન ન હોય તો ચિત્તની એકાગ્રતા અસંભવિત છે. સંસર્ગ અને નિરીક્ષણના સામાન્ય સાધનોદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ધ્યાન પહેલાં એ રીતે જ્ઞાન–પ્રાપ્તિ કરી લેવી જોઇએ.

પૃથક્કરણ અને સંયોજીકરણ એ જ્ઞાનની વૃદ્ધિ અર્થે બે રીતિઓ છે. પૃથક્કરણ–રીતિનો એકાગ્રતામાં યથાયોગ્ય ઉપયોગ થયા બાદ સંયોજીકરણનું કાર્ય ચાલે છે. પ્રથમ વસ્તુના ભાગો અને તેનાં જુદાં જુદાં દ્રષ્ટિબિંદુઓનું પૃથક્કરણ થાય છે. તે પછી તેમનું માનસિક દ્રષ્ટિએ સંયોજન થાય છે અને વસ્તુનો સમગ્ર રૂપે વિચાર કરવામાં આવે છે. એકંદર વિચારતાં એકાગ્રધ્યાનમાં નિરીક્ષણ, તુલના, વર્ગીકરણ, સામાન્ય અનુમાન, સંયોજન અને વસ્તુના બીજી વસ્તુઓ સાથેના સંબંધનું જ્ઞાન એ બધુંયે થાય છે.

જેથી પ્રકૃતિની સુધારણા થાય તે જ ખરૂં જ્ઞાન છે. જેથી આત્મસુધારણા ન થાય એ જ્ઞાન અસત્ય છે–નિરર્થક છે. આત્માનું અધઃપતન કરનારૂં જ્ઞાન કોડી પણ કામનું નથી. બીજા પ્રાણીઓને ભોગે જ્ઞાન પ્રાપ્ત કરવું એ યુક્ત નથી. જ્ઞાન–પ્રાપ્તિમાં કોઈ પ્રકારની હિંસાને સ્થાન ન જ હોઇ શકે. હિંસા કરીને જ્ઞાન પ્રાપ્ત કરવાનો મનુષ્યને કશોયે હક્ક નથી.

જ્ઞાન એ વસ્તુનુ નિરીક્ષણ જ છે એમ નથી નિરી ક્ષણ ઉપરાત કાર્યની ઇચ્છા અને કાર્યનો નિર્ણય ઉદ્ભવે છે જ્ઞાનથી જીવનમા કઈ પરિવતન ન થાય તો તે ખરૂ જ્ઞાન નથી એવા જ્ઞાનને નવુ જ્ઞાન કહી શકાય નહિ જ્ઞાન એવુ વ્યાપક અને પરિણામદાયી બની જવુ જોઇએ કે તેથી જીવનમા અનેરો પલટો થઇ જાય એકલા નિરી ક્ષણથી જ્ઞાન ઉપરછલ્લુ રહે છે કાર્યની ઇચ્છા અને નિર્ણ યથી જ્ઞાનની જડ બાઝે છે જ્ઞાન ફુલે છે–ફાલે છે તેનો અપૂર્વ વિકાસ થાય છે

ધ્યાન દરમીઆન શરીરની સ્થિતિ ( આસન વિગે રેની દ્રષ્ટિએ ) એવી હોવી જોઇએ જેથી ધ્યાનને આવશ્યક અનુકૂળતા મળી રહે અને ધ્યાનની પુષ્ટિ થાય ધ્યાન કર નારનુ ચિત સપૂણ શાત અને કોઇ પણ પ્રકારની બેચેની રહિત હોવુ જોઇએ ધ્યાનને આવરણરૂપ કોઇ પણ પ્રકા રનો ભાર જરાયે ઇષ્ટ નથી ધ્યાનધારીની ધ્યાન સમયે શરીર સ્થિતિ એવી હોવી જોઇએ કે શરીર સબધી ભાન જ ન રહે ધ્યાનને વખતે શરીરનુ ભાન ન જ થવુ જોઇએ શરીરનુ ભાન થાય તો તે ધ્યાન જ નથી એમ સમજવુ આત્મા એ શરીર નથી, આત્મા શરીરથી તદ્દન વિભિન્ન છે એનો સાક્ષાત્કાર કરવો એ ધ્યાનનો ઉદ્દેશ છે

ધ્યાન કરનારે ધ્યેયની વરણી કરી લઇને સર્વ તૈયા રીઓપૂર્વક ધ્યાનમા પ્રવિષ્ટ થવુ જોઇએ અપૂર્વ ઉત્સાહ અને સહૃદયતા એ ધ્યાનના આવશ્યક અગો છે

આચારની સુધારણા માટે ધ્યાન કરવું હોય તો જે ગુણનો સંપૂર્ણ વિકાસ કરવો હોય તે ગુણનો ચિત્ત સમીપ ( સમગ્ર રૂપે ) ચીતાર લાવવો એ ખાસ આવશ્યક છે. આવી રીતે ગુણનું નિદર્શન કરતાં ગુણના વાંચ્છુકે પોતાને ઈષ્ટ ગુણ જે પરમપુરુષમાં હોય ( કે હતો ) તેનું સ્મરણ કરવું જોઇએ. પ્રમાણભૂત ગ્રંથકર્તાઓનાં પુસ્તકોનું શ્રવણ કે વાંચન કરવું જોઇએ. સદાચાર વિષયક બાબતોમાં કદાગ્રહને તિલાંજલી આપીને ગ્રંથકારનો આશય યથાર્થ રીતે સમજવો જોઇએ. આશય સમજીને એ સ્મૃતિમાં રાખવો. મહાપુરુષોના આશયને ધ્યાનધારીથી ન ભૂલાય.

મહાપુરુષોનો આશય બરાબર સમજ્યા પછી વિવેકબુદ્ધિનો ઉપયોગ શરૂ થાય છે. જે તે વિષયના સમગ્ર ભાવના તત્ત્વનું સ્મરણ, વિભાગોનું પૃથક્કરણ, તુલના આદિથી વિષયનું વિભાગવાર જ્ઞાન થાય છે. એ પછી અમુક સમય, સ્થાન, વ્યક્તિ આદિના સંબંધમાં વર્તનનો નિર્ણય થાય છે. આ નિર્ણય સામાન્ય સ્વરૂપનો ન હોય. સામાન્ય સ્વરૂપનો હોય તો તે ધ્યેય ( નિશાન ) વિનાના ગોળીબાર જેવો નીવડે છે.

વિવેકબુદ્ધિનો ઉપયોગ થઇ રહ્યા બાદ ઇચ્છાશકિતનો અમલ કરવો એ આવશ્યક છે. નિર્ણય અનુસાર વર્તવાનાં જે જે કારણો હોય તેનું સંશોધન કરવું જોઇએ. એવા કારણો ઘણીવાર વધારે હોય છે.

આ પ્રમાણે કારણો મળી રહેતાં શા માટે અમુક રીતે

વર્તન કરવુ કે ન કરવુ તે કહી શકાય છે સત્ય વસ્તુ શુ છે એ નીડરતાથી વિચાર શકાય છે સત્યની પ્રાપ્તિમા વિઘ્નો હોય તો તેનુ નિવારણ થઇ શકે છે

વિઘ્નોનુ નિવારણ થયા બાદ તુરત જ અમુક સ્થાન, સમય અને વ્યક્તિ પરત્વે અમુક રીતે જ વતન કરવાનો નિર્ણય થાય છે એ પછી નિર્ણય સક્રિય સ્વરૂપ લે છે જીવનમા પરિવર્તન થવા માડે છે ત્યારબાદ વસ્તુની નવા દ્રષ્ટિબિંદુઓ તેમજ વસ્તુના વિશ્વ સાથેના સબધનુ નિરીક્ષણ શરૂ થાય છે નિરીક્ષણને પરિણામે નિર્ણય થાય છે એ નિર્ણય વ્યક્તિગત (પોતાને ઉદ્દેશીને) જ હોય વર્તનની સુધારણા માટે આ એકાગ્રતાનુ અતિમ સ્વરૂપ છે

એકાગ્રતા અગેના બધા કામો એક વખતમા જ ન થઇ જાય બધા કામોની સિદ્ધિ માટે અનેક વાર અનેક વિધ પ્રયત્નોની જરૂર છે

ઇન્દ્રિય-શક્તિઓના વિકાસને માટે એકાગ્રતા કરવામા ચિત્તની સક્રિયતા હોતી નથી આ સ્થિતિમા ચિત્ત તો નિષ્ક્રિય હોય છે ચક્ષુ વિગેરે પાચે ઇન્દ્રિઓના કાય આદિ જાણવા માટે માનસિક નિષ્ક્રિયતા અનિવાર્ય છે તુલનાત્મક બુદ્ધિનુ કાર્ય આદિ કાર્યો તાત્કાલિક બધ થાય એ જરૂરનુ છે

આત્માના આધ્યાત્મિક સ્વરૂપની સુધારણા અને વિકાસ માટે ધ્યાનધારીએ પચપરમેષ્ઠીનુ ધ્યાન ધરવુ

જોઇએ. પંચપરમેષ્ઠીના વિશિષ્ટ ગુણોનું સ્મરણ કરી તેમનાં જીવનનું યથાયોગ્ય અનુકરણ કરવું જોઇએ.

ચિત્તનો સમભાવ તેમજ આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરવાને માટે ધ્યાન અત્યંત ઉપયોગી છે. એ ધ્યાનને વખતે શરીરના અંગો તેમજ ઉપાંગો (માથું, ધડ વિગેરે)ના વ્યાપાર બંધ કરવા જોઇએ. વાણી પણ બંધ થવી જોઇએ. કોઈ પણ પ્રકારના નાદ રહિત સમશીતોષ્ણ સ્થાનમાં ધ્યાન કરવું જોઇએ. ધ્યાન સમયે ચક્ષુઓ અનિમેષ (બંધ) હોય. સંસર્ગ, ગંધ, સ્વાદ તેમજ માનસિક કલ્પનાઓથી ધ્યાનધારી પર હોય. આ સ્થિતિમાં ધ્યાનધારીને એક પ્રકારની શ્યામતાનું દર્શન થાય છે. એ શ્યામતાનો તિરોભાવ કરવાને ધ્યાનધારીએ બનતો પ્રયત્ન કરવો જોઇએ.

એ પછી શત્રુઓ સહિત વિશ્વના તમામ પ્રાણીઓ માટે ક્ષમાભાવ ધારણ કરી આત્માના ઉત્કૃષ્ટ ગુણોની પ્રાપ્તિની શ્રદ્ધાથી સુખ, સંતોષ, સત્ય આદિનું ધ્યાન કરવું. પંચપરમેષ્ઠી પ્રત્યે પૂજ્યભાવ રાખી તેમના ઉત્કૃષ્ટ ગુણોની પ્રાપ્તિ શકય છે એવી નિરતિશય શ્રદ્ધાથી આત્માના ગુણ–વિકાસ માટે અને દુર્ગુણો, દૌર્બલ્ય આદિનાં નિવારણ અર્થે નીચેના ૫ મહાન્ ગુણોનું–આત્માના પાંચ ભવનોનુ–અવશ્ય ધ્યાન કરવું.*

૧ સુખ અર્થાત્ જીવન–દશાનો આનંદ. સુખનાં ધ્યાનમાં દુ:ખ રહિત દુનીઆની ભવ્યતાનું ભાન થાય છે.

* તત્ત્વાર્થ સૂત્ર, ૭–૨

અજવાળા કે સૂર્યપ્રકાશની માફક સુખની શાશ્વત સત્ય વસ્તુ તરીકે વિશ્વમા વિદ્યમાનતા છે એવી પ્રતીતિ થાય છે સુખને ભૂલવુ એજ દુ ખ એવો ધ્યાનસ્થને પ્રત્યય થાય છે મનુષ્યના ચિત્તમાથી સૂર્યપ્રકાશ ન ખસે તેમ સુખનો ભાવ પણ ચિત્તમાથી ન જ નીકળે આત્માના ભવ્ય આનદ અને અમર જીવનના અપૂર્વ સુખના ભાવથી ખરો અહિંસા ભાવ પરિણમે છે પ્રાણીઓના જીવનનો આનદ અને જીવન-પ્રેમ પ્રત્યક્ષ થાય છે

૨ સત્ય આ ગુણનો ધ્યાનસ્થે માત્ર નિશ્ચય જ કરી લેવાનો છે સત્યનુ અસ્તિત્વ તો છે એટલે તે જાણવાનુ જ રહે છે સત્ય ઉપજાવી કાઢવાનુ રહેતુ નથી નિશ્ચય કરતા સત્યનુ જ્ઞાન દુર્ઘટ નથી, સરલ છે

૩ ઋજુતા (નીતિ) આ ગુણનુ મહત્ત્વ ઘણુ છે તેમા સ્તેયભાવ, પ્રતારણવૃત્તિ (ચોરી, છેતરપીડીના વિચારો) નો સર્વથા અભાવ હોય છે જે જે અનીતિયુક્ત ભાવો હોય તેનો ત્યાગ કરી નીતિમાર્ગમાથી પ્રવિચલિત ન થવાનો દૃઢ સકલ્પ આત્મ-કલ્યાણના વાચ્છુકો માટે અત્યત ઇષ્ટ છે

૪ વિષયવાસનાનો સયમ પરિણીત સ્ત્રીપ્રત્યે વફાદાર રહી એ પ્રમાણે જીવન વ્યતીત કરવુ એ એક પ્રમાણનો સયમ અને પવિત્રતા છે વિષયવાસનાનો સયમ અને ચારિત્રની પવિત્રતાનુ ધ્યાન એ આત્માનુ એક ભવન છે અને તે પરમ ઉપકારી છે

૫ સંતોષ. દ્રવ્યાદિ ભૌતિક વસ્તુઓનો ભાર બને તેટલો ઓછો કરી પરિગ્રહ ઘટાડવો એ સંતોષ છે. અબજ-પતિને પણ પ્રાયઃ સંતોષ નથી હોતો. એ ઉપરથી દ્રવ્યાદિ અસંતોષના વસ્તુતઃ ઉત્પાદક છે એમ સમજી શકાય છે. સંતોષ ન હોય તો અબજપતિ વધુ દ્રવ્યની ઇચ્છા કરે છે. આથી ઓછામાં ઓછા કેટલાં દ્રવ્ય વિગેરેની જરૂર છે તેનો યથાયોગ્ય વિચાર કરી તે પ્રમાણે વર્તવું એ જ ખરો કલ્યાણમાર્ગ છે. દ્રવ્યાદિનો પરિગ્રહ કમી કરી આત્મ-સંતોષને માર્ગે પ્રવર્તવું એ જ વાસ્તવિક ઇષ્ટ રીતિ છે.

ધ્યાનધારીઓને ધ્યેય ઉપરોક્ત પાંચે ગુણો આધ્યાત્મિક ગુણો છે. એ સર્વે ગુણો આત્માના નૈસર્ગિક ગુણો છે. પાંચ અણુવ્રતો આ ગુણોની પ્રાપ્તિમાં સહાયભૂત છે. આથી શ્રાવકો એ વ્રતો અંગીકાર કરે છે.

ધ્યાનધારીએ શરીરની શુદ્ધિનું મહત્ત્વ ન ભૂલવું જોઇએ. શરીરની શુદ્ધિ અર્થે અપવિત્ર વસ્તુઓ, મદ્ય, માંસ, કંદમૂળ તેમજ ઉત્તેજક પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ. જેથી શરીર અપવિત્ર ન બને એવા જ પદાર્થો ધ્યાન-ધારીને ગ્રાહ્ય હોય.

આત્માના ગુણોનું ધ્યાન થઇ રહે તે પછી માનસિક શુદ્ધિનું ધ્યાન આવે છે. આ શુદ્ધિના ૪ પ્રકારો છે અને તે નીચે મુજબ છેઃ—

૧ સ્નેહભાવ મનુષ્ય માત્રમા ખરા સ્નેહભાવનો આ વિષ્કાર આવશ્યક છે આદર્શ સ્નેહભાવ હોય ત્યા સ્વાથવૃત્તિ જેવુ રહેતુ નથી સ્નેહભાવને પરિણામે કોઇનુ કઇ પણ કાય કરવામા આનદનો અનુભવ થાય છે ખરા સ્નેહ ભાવીને કોઈ પણ પ્રકારના બદલાની આશા રહેતી નથી આથી બદલો ન મળતા સ્નેહભાવીઓને સ્હેજ પણ નિરાશા ઉદ્ભવતી નથી

૨ દુખીઓ પ્રત્યે પ્રેમભાવ આ એક પ્રકારની દયાવૃત્તિ કે અનુકપાભાવ છે દુખીને દુખ મુક્ત કર વાની મક્રિય પ્રવૃત્તિ તેથી ઘણીયે વાર પરિણમે છે

૩ સુખી જીવો પ્રત્યે પ્રેમ આ વૃત્તિમા ઇર્ષ્યાનો અભાવ હોય છે આથી તે આનદના કારણભૂત છે

૪ પાપીઓ પ્રત્યે સ્નેહ કોઇ મનુષ્ય ગમે તેવો ગુન્હેગાર કે ઘાતકી હોય, ગમે તેવો પાપી હોય છતા તેના પ્રત્યે પ્રેમ વ્યક્ત કરવો એ ઇર્ષ્યા કે વેરની વૃત્તિનો અભાવ છે એમા પાપી પ્રત્યે તિરસ્કાર કે અનુમતિ-ભાવ હોતો નથી પાપીઓ પ્રત્યેનો પ્રેમ એ એક પ્રકારની ઉપ ક્ષાવૃત્તિ કે અનુકપાભાવ છે કોઈ વ્યાધિગ્રસ્ત અને લગડા કૂતરાને જોઇને જેમ સામાન્ય રીતે દયા જ ઉદ્ભવે છે તે જ પ્રમાણે પાપીઓ પ્રત્યે સ્નેહવાળા મનુષ્યોને દયા ભાવ પ્રગટે છે પાપીને ભોગવવા પડતા દુખોની ખરા સ્નેહભાવીને દયા આવે છે તેનુ ચિત્ત પાપીના દુખથી આર્દ્ર બને છે આવી જ રીતે કોઈ મનુષ્ય કઈ હિસા

કરતો હોય તો તેના ભાવી દુઃખનો વિચાર કરતાં ખરા પ્રેમભાવીને દયાના ભાવ સ્ફુરે છે કોઈ મનુષ્ય ઘોડો વિગેરે કોઈ પણ પ્રાણી ઉપર ઘાતકીપણું ગુજારતો હોય તો તેનાં ભવિષ્યનો (ભાવી દુઃખીદશાનો) વિચાર કરી પ્રેમ-ભાવી તેની દયા ચિંતવે છે. કૂતરાનો વ્યાધિ તેમજ શરી-રની ખોડખાંપણ એ તેનાં કર્મોના પરિણામ હોવાની માન્યતાથી જેમ તેના માટે દયાનું ચિન્ત્વન થાય છે તે જ પ્રમાણે પાપી કે ગુન્હેગારની દયા જ ચિંતવવાની હોય. ગુન્હેગાર કોઇ પણ દુષ્કૃત્ય કરે તેથી તેના પ્રત્યે તિરસ્કારભાવ ન થાય. ચારિત્રભ્રષ્ટો, દારૂડીઆઓ, અસત્ય-વાદીઓ એ સર્વ માનસિક વ્યાધિવાળા મનુષ્યો છે, એવી શુભ ભાવનાથી પ્રેમભાવી સત્યપુરુષો સર્વદા પાપીઓની દયા જ ચિંતવે છે. શારીરિક અને માનસિક વ્યાધિના સંબંધમાં પ્રેમભાવી સત્પુરુષો એક સરખા અનુકંપાશીલ હોય છે.

ચાર પ્રકારના પ્રેમભાવરૂપ શુભ ભાવનાઓનાં ધ્યાન પછી સુદેવ (અરિહંત ભગવંત)નું ધ્યાન કરવાનું રહે છે. સુદેવ એટલે અઢારે દોષો રહિત પરમ મહાપુરુષ. સુદેવોએ આત્માનો સંપૂર્ણ વિકાસ કરી સત્ય જીવન પ્રાપ્ત કર્યું છે. તેમનાં સર્વોત્કૃષ્ટ પૂર્ણપદમાં ધ્યાનસ્થ થતો આત્મા ઉન્ન-તિને પંથે પળે છે. ધ્યાનધારીઓ સર્વોત્કૃષ્ટ પૂર્ણપદની વાંચ્છામાં નિમગ્ન રહે છે. અરિહંત પદ સિવાય તેમને અન્યથા સંતોષ થતો જ નથી. સુદેવનું ધ્યાન પ્રતિદિન કરવાને પરિણામે ચિત્તનો સમભાવ પ્રગટે છે અને આત્મ-

સાક્ષાત્કાર થાય છે બનતા સુધી અરિહંતનુ ધ્યાન દર રોજ કરવુ જોઇએ ઓછામા ઓછુ ૪૦-૫૦ મીનીટ સુધી ધ્યાન કરવુ એ આવશ્યક છે ધ્યાનમા કોઇ પણ પ્રકારનો અંતરાય ન જ હોય આવુ ઉચ્ચ પ્રતિનુ ધ્યાન આત્મજ્ઞાનનુ અવબોધક છે, તેથી આત્માનો પરમ પ્રકાશ ઝળકી નીકળે છે આત્માની દીવ્ય જ્યોતિની અદ્ભુત ઝાખી થાય છે આત્માનુ પ્રભુપદને માર્ગે ઊર્ધ્વગમન થવા માડે છે

સભાવ્ય ઉત્કૃષ્ટ સ્થિતિની પ્રાપ્તિ અને અને દુષ્કર્મોના નિરોધ નિમિત્તે ૧૨ પ્રકારની અનુપ્રેક્ષાઓ (ભાવનાઓ) શ્રાવકને ખાસ સહાયકારક છે એ ૧૨ ભાવનાઓ નીચે પ્રમાણે છે –

## શ્રાવકની ૧૨ ભાવનાઓ.

૧ દુનીયાની પ્રત્યેક વસ્તુ પરિવર્તનશીલ છે પરિવર્તનશીલ ન હોય એવી એક પણ વસ્તુ નથી દરેક વસ્તુ ક્ષણભગુર હોવાથી પરિવતનશીલ છે તમામ વસ્તુને આપણે ક્ષણભગુર ગણવી જોઇએ જે તે વસ્તુ ક્ષણભગુર કે પરિવતનને પાત્ર હોવાથી કોઈ વસ્તુને વિશેષ મહત્વ ન જ અપાય (અનિત્ય ભાવના)

૨ દુખ, વ્યાધિ, જરા અને મૃત્યુયુક્ત આ વિશ્વમા સત્યનુ પાલન એ જ ખરો રક્ષણ-માર્ગ છે સત્ય સિવાય સહાય અને આશ્રયનો અન્ય કોઇ માર્ગ નથી સત્યનુ પાલન એ જ આત્માનુ ખરૂ શરણુ-આશ્રયસ્થાન છે

સત્ય એજ ખરૂં બળ છે. સત્યથી પર વસ્તુઓમાં નિર્બળતા જ હોય સત્ય સિવાયની તમામ વસ્તુઓ નિર્બળતાની મૂર્તિરૂપ છે. આથી એ અસત્ય વસ્તુઓથી પરાઙ્મુખ થવું જ ઘટે. કર્મનો સિદ્ધાન્ત સત્ય છે—અવિચળ છે. કર્મનો સિદ્ધાન્ત સદા દ્દષ્ટિ સમીપ રાખી આત્માનું શ્રેય થાય એ રીતે ચારિત્રશીલ થવું એ જ ખરૂં સત્ય છે. 'વાવે તેવું લણે' એ કર્મનો સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તનું પાલન આત્મસાક્ષાત્કારના પરમ ઉદ્દેશથી કરવું એ જ પરમ સત્ય છે. બાકીનું સર્વ અસત્ય છે. ( અશરણ ભાવના ).

૩ અનંત યુગો થયાં મૃત્યુ અને જન્મ, દુ:ખ. વૃદ્ધાવસ્થા આદિનું જે ચક્ર અવિરત રીતે ચાલ્યા કરે છે તેનાથી મુક્ત થવાને પુરૂષાર્થ ફોરવવાની જરૂર છે. સ્વર્ગ. નર્ક, તિર્યંચ અને મનુષ્ય ગતિમા અનંત જન્મો અને મૃત્યુઓ થયા છતાં સંસારનો અંત જ ન આવે ( સંસારી તરીકે અસ્તિત્વ બંધ ન થાય ) એ વિચાર સંસારની અસારતાનો સૂચક છે. સંસારની અસારતાના ભાવને પરિણામે સંસારથી મુક્ત થવાની શુભ ભાવના પરિણમે છે, સંસારમુક્ત થવાને પુરૂષાર્થનો ઉદય થાય છે. ( સંસાર ભાવના ).

૪ એકત્વ ભાવના જીવ દુનિયામાં એકલો જ આવે છે અને એકલો જ પાછો જાય છે. સુખ—દુઃખ પણ તે એકલો જ ભોગવે છે એ વિગેરે ભાવો તે એકત્વ ભાવના કહેવાય છે.

૫ અન્યત્વ ભાવના. શરીર વિગેરે દુનીયાની સર્વ વસ્તુઓ આત્માથી ભિન્ન છે. આત્મા સિવાયની સર્વ

વસ્તુઓ અનાત્મીય છે એવી ભાવનાને અન્યત્વ ભાવના કહે છે શરીર આદિને આત્મા કહેવા કે માનવા એ મોહનુ પરિણામ છે અનાત્મીય વસ્તુઓને આત્મા તરીકે માનવી એ એક પ્રકારની મોહદશા છે

૬ અશુચિત્વ ભાવના દુર્ગંધથી ભરપૂર એવા શરીર સાથે આત્માનો સસર્ગ અનિષ્ટ છે આત્માને અપવિત્ર શરીરથી મુક્ત કરવાની વિચારણા તે અશુચિત્વ ભાવના છે

૭ આશ્રવ ભાવના મોહ, અસયમ, અસાવધાનતા આદિને પરિણામે થતી નવા કર્મોની નિષ્પત્તિનો વિચાર કરી દુખના કારણરૂપ એ નવા કર્મોથી મુક્ત થવાની ભાવના તેને આશ્રવ ભાવના કહે છે

૮ સવર ભાવના ઇન્દ્રિય અને ચિત્તસયમ, એકાગ્રતા (ધ્યાન), જ્ઞાનપ્રાપ્તિ આદિથી કર્મોના સતત પ્રવાહનો નિરોધ કરવાની ભાવના તે સવર ભાવના છે

૯ નિર્જરા ભાવ નિર્બળતા, દૌબલ્ય, અજ્ઞાન આદિના નિવારણ માટે સત્ય જ્ઞાન અને સત્ય શ્રદ્ધાયુક્ત જે ભાવના પરિણમે છે તેને નિર્જરાભાવ કહે છે સદાચારના યથા યોગ્ય પાલનથી અજ્ઞાન આદિ અપ્રાકૃતિક દોષોનુ નિવારણ અને કર્મ-નિર્જરા થાય છે

૧૦ લોક ભાવના વિશ્વની પાચ સત્ય અને શાશ્વત વસ્તુઓ જે કદાપિ ઉત્પન્ન થઈ નથી તેમના વસ્તુ સ્વરૂપ અને આત્મા તથા પુદ્ગલ વચ્ચેના સબધવિષયક મહાન્ સત્યોની વિચારણા તે લોક ભાવના છે

૧૧ બોધિદુર્લભત્વ ભાવ. સત્ય જ્ઞાન, સત્ય દર્શન (શ્રદ્ધા) અને સચ્ચારિત્રની પ્રાપ્તિનાં દુર્લભત્વ ( મુશ્કેલી) વિષે વિચાર કરવો તેને બોધિદુર્લભત્વ ભાવ કહે છે. આ રત્નત્રયની પોતાને શાશ્વત સંલગ્નતા રહે એવી ભાવના થવી ઇષ્ટ છે.

૧૨ ધર્મ ભાવના. રત્નત્રયની પ્રાપ્તિ સુખનું ઉદ્‌ભવ સ્થાન છે એવી પ્રતીતિથી ભાવના ભાવવી તે ધર્મઅનુ-ચિંતન ભાવ ( ધર્મ ભાવના ) છે.

## શ્રાવકના ૨૧ ગુણો.

ઉચ્ચતર ધાર્મિક જીવનનો પ્રારંભ થાય તે પહેલાં નીચેના ૨૧ ગુણોની પ્રાપ્તિ આવશ્યક છે. ઉચ્ચ જીવનને પંથે પળતા દરેક શ્રાવકમાં એ સર્વ ગુણો ( કે એમાંના ઘણાખરા ગુણો ) હોવા જોઇએ.

૧. અક્ષુદ્રત્વ. પરિપક્વ વિચારણા, સૂક્ષ્મ નિરીક્ષા, સ્વપરનું ભલું કરવાની શક્તિ અને યોગ્ય ઉત્સાહ એ સર્વે ગુણો ઉચ્ચ જીવનની સિદ્ધિ અર્થે આવશ્યક છે. શક્તિ, ઉત્સાહ વિગેરેની ખામી એટલે ક્ષુદ્રદશાથી ઉચ્ચ જીવનની પ્રાપ્તિ અશકય છે.

૨. રૂપવંતપણું[1]. શ્રાવક રૂપવાન્ હોવો જોઇએ. રૂપ, આરોગ્ય અને બલની દ્રષ્ટિએ તે યોગ્ય હોય. ચક્ષુ આદિ સર્વ ઇન્દ્રિઓની શક્તિઓ યથાયોગ્ય હોવી જોઇએ.

---

૧ સર્વાવયવસુંદર—ખામી વગરના અવયવોવાળો—એ રૂપવાન ગણાય છે

૩ પ્રકૃતિસોમ શ્રાવકની પ્રકૃતિ એવી હોવી જોઇએ કે તે બીજાને પ્રિય થઇ પડે તેના દેખાવ માત્રથી લોકોને તેનામા શ્રદ્ધા જાગે અને તે સર્વેને પ્રિય થાય શ્રાવકની વૃત્તિ નિષ્પાપ અને સરલ હોવી જોઇએ

૪ લોકપ્રિય ઉદારતા અને સદ્વર્તનથી લોકપ્રિયતા મેળવવી એ શ્રાવકને માટે ઈષ્ટ છે

૫ અક્રૂર જેનામા ક્રૂરતા ( નિર્ઘૃણતા ) ન હોય તે અક્રૂર કહેવાય છે અક્રૂરપણુ અહિંસાની દ્રષ્ટિએ શ્રાવકમા ઘણુ જરૂરનુ છે

૬ સાવધાન

૭ અશઠ ધર્મનુ આચરણુ સહૃદય ભાવે થાય, ધર્મમા કોઈ જાતનો દંભ ન હોય આ મહત્ત્વની બાબત શ્રાવકે લક્ષમા રાખવી જોઇએ વળી વ્યવહારમા સર્વ રીતે પ્રમાણિક ( નીતિશીલ ) બનવુ જોઇએ

૮ સુદાક્ષિણ્ય શ્રાવકે સભ્યતા ( વિવેક )નુ યથા યોગ્ય પાલન કરવુ જોઇએ પોતાના ઓછા મહત્ત્વના કામોને ભોગે જે તે પુણ્ય-પ્રવૃત્તિઓમા બીજાઓને મદદ કરવી જોઇએ

૯ લજ્જાલુ મૃત્યુ પર્યંત સિદ્ધાન્તનો ત્યાગ ન કરવો અને કોઈ પણુ નાનુ પણુ પાપકાર્ય ન કરવુ એ લજ્જાળુતા છે શ્રાવકનુ જીવન સિદ્ધાન્તોને અનુરૂપ હોવુ જોઇએ

૧૦. દયાળુ.

૧૧. મધ્યસ્થ સૌમ્ય દ્રષ્ટિવાન્. શ્રાવક સત્ય અને અસત્યનો ભેદ જાણી શકે અને તેથી આચારપાલન યથાયોગ્ય કરે. આચારપાલનની દ્રષ્ટિએ તેનામાં ભાગ્યે જ કોઈ ક્ષતિ હોય. તે સર્વ બાબતોમાં ન્યાયી અને નિષ્પક્ષપાતી હોય. ધાર્મિક મંતવ્યોના ગુણની યથાર્થ પરીક્ષા કરી તેમાંથી આત્માના સત્ય ગુણોનું શોધન કરે. શાશ્વત આત્માને ઉપયુક્ત ન હોય એવી પૌદ્ગલિક વસ્તુઓને ખરો શ્રાવક તિલાંજલી આપે છે.

૧૨. ગુણરાગી બીજાના ગુણ જોવા અને તેનો જ સ્વીકાર કરવો એ ગુણરાગીપણું છે. દોષ જોવાથી કંઇ પણ લાભ થતો નથી. ઉલટો તિરસ્કારભાવ વધે છે. ગુણાનુરાગીપણું એ ગુણપ્રાપ્તિનો એક પરમ માર્ગ છે.

૧૩. સત્કથ. ખરાબ વાતચીત કે વિકથાથી શ્રાવક પર રહે છે. તેનું ચિત્ત સારી વાતોમાં જ પરોવાયલું રહે છે. વિષયવાસનાને ઉત્તેજક વાર્તાલાપ શ્રાવકથી ન થાય. દરેક બાબતમાં યોગ્ય વિચાર કરીને શ્રાવક પોતાને જે કંઈ કહેવાનું હોય તે કહે છે અથવા વાર્તાલાપ કરે છે.

૧૪. સુપક્ષયુત. શ્રાવકના નોકરો અને પરિચયવાળા માણસો સદ્ગુણસંપન્ન હોવા જોઈએ. આપ્તજનો (સગાંઓ)મા જેઓ સદ્ગુણી હોય તેમનો સહવાસ રાખવો જોઈએ. શ્રાવકનું આસપાસનું વાતાવરણ સદાચારી જીવનને પરિપોષક હોય.

૧૫ દીર્ઘદષ્ટિ જે કામ પરિણામદાયી હોય એવુ જ કામ શ્રાવકે કરવુ ઘટે મહાપુરુષોને માન્ય એવા જ કામો શ્રાવકે કરવા જોઈએ કાર્યનુ પરિણામ મહેનતના પ્રમાણમા અધિક હોય દીર્ઘદ્રષ્ટિયુક્ત કાર્યો ઘણી વાર બહુ જ ઉપયોગી નીવડે છે

૧૬ વિશેષજ્ઞ અસત્ય અને સત્ય વચ્ચેનો ભેદ સૂક્ષ્મપણે જાણી નિષ્પક્ષપાતપણે સત્ય તારવવાની શક્તિ એ વિશેષજ્ઞતા છે સત્ય અને અસત્યના વિસ્તૃત જ્ઞાન માટે આ શક્તિની આવશ્યકતા છે

૧૭ વૃદ્ધાનુગ મહાપુરુષોનુ અનુકરણ કરવુ વૃદ્ધાનુગામિતા છે વિવેકી, સયમી, સચ્ચારિત્રશીલ, જ્ઞાની અને ઇન્દ્રિયોનો સપૂર્ણ પરાજય કરનારા પુરુષો મહાપુરુષો કહેવાય છે મહાપુરુષોની બુદ્ધિ, સમજશક્તિ અને જ્ઞાન સર્વથા પરિપક્વ હોય છે આથી તેમનુ અનુકરણ કરવુ એ ઇષ્ટ છે

૧૮ વિનયી

૧૯ કૃતજ્ઞ ઉપકારનો બદલો પાછો આપવા સતત પ્રયત્ન કરવુ એ કૃતજ્ઞતા છે કૃતજ્ઞતા એક વિશિષ્ટ ગુણ છે કોઇ વા તેથી ભૂતપૂર્વ ઉપકારનુ સ્મરણ જીવન પર્યન્ત ણમે છે

૨૦ પરહિતનિરત બીજાઓનુ હિત કરવાની વૃત્તિ તે પરહિતનિરતતા છે એ જેનામા હોય તે પોતાના

સત્કાર્યનો કોઇ પણ પ્રકારનો બદલો ન ઇચ્છે. આ વૃત્તિ ઘણીવાર બીજાઓને સત્ય ધર્મની શ્રદ્ધા પ્રાપ્ત કરાવવામા અત્યંત ઉપયુક્ત થાય છે.

૨૧. લબ્ધલક્ષ્ય. ઉચ્ચ બુદ્ધિને કારણે કોઇ પણ બાબતનું જ્ઞાન સહેલાઇથી જેને પ્રાપ્ત થઇ શકે તેને લબ્ધ-લક્ષ્ય કહે છે. લબ્ધલક્ષ્ય પુરુષોને જ્ઞાન આપવું એ ગુરૂ આદિ માટે પણ એક સહેલું કાર્ય છે.

## બીજાં ગુણસ્થાનો.

મુક્તિપંથે પળતા આત્માની પ્રગતિદર્શક પ્રથમ પાંચ ગુણસ્થાનોનું વિવેચન થઇ ગયું. હવે આપણી પછીનાં ગુણસ્થાનો ( છઠ્ઠાથી ચૌદમા ગુણસ્થાન સુધીના સર્વ ગુણસ્થાનો ) નો વિચાર કરીએ. આ નવે ગુણસ્થા-નોમાં આત્માના સાહજિક ગુણોનો અધિક અંશે વિકાસ થાય છે. પ્રોફેસર હર્મન જેકોબીએ ચાર અંગોનો જે અનુવાદ કર્યો છે તેમા આ સર્વ ગુણસ્થાનોનું સ્વરૂપ–નિદ-ર્શન કંઇક અંશે ઉપલબ્ધ થાય છે.

છઠ્ઠા ગુણસ્થાનવાળાઓ પાંચે અણુવ્રતોનું તીવ્રતાથી પાલન કરે છે. તાત્પર્ય એ કે અણુવ્રતોનું પાલન સાધુ-ઓનાં પંચ મહાવ્રતોની દ્રષ્ટિએ થાય છે એ રીતે અણુ-વ્રતો છઠ્ઠાં ગુણસ્થાનવાળાઓને મહાવ્રતો બને છે.

સાતમું ગુણસ્થાન ‘ અપ્રમત્ત ગુણસ્થાન ’ કહેવાય છે. તેમાં વ્રતોનો ભંગ થઇ શકતો નથી. સાતમા ગુણસ્થાન

સુધીમા મદ પડી ગયેલા ચારે કષાયો (ક્રોધ, ગર્વ, કાપટ્યભાવ ને લોભ) આઠમા, નવમા અને દસમા ગુણ સ્થાનોમા બહુ અંશે અદૃશ્ય થાય છે

અગીયારમા ગુણસ્થાનમા મોહનીયકર્મનુ સપૂર્ણ નિયત્રણ થાય છે એ કર્મનુ નિવારણ કરવાનુ જ બાકી રહે છે મોહનીયકર્મનુ સપૂર્ણ નિવારણ બારમા ગુણસ્થાનમા થઇ જાય છે

તેરમા ગુણસ્થાનમા સર્વજ્ઞપણુ પ્રાપ્ત થાય છે વળી આઠ પ્રકારના કર્મો પૈકી પહેલુ, બીજુ, ચોથુ અને આઠમુ અદૃશ્ય બને છે

ચૌદમા ગુણસ્વાનમા યોગરૂપી કર્મનુ છેલ્લુ પ્રવર્ત્તક કારણ અદૃશ્ય થાય છે આત્માને મુક્તિદશા-ખરૂ સ્થાન પ્રાપ્ત થાય છે આ ગુણસ્થાન ક્ષણવાર રહે છે અને પછી વ્યક્તિગત આત્મા મુક્તિસ્થાને પહોચે છે

મુક્તિદશાની પ્રાપ્તિ થાય તે પહેલા શ્રાવકે સાધુ જીવન (દીક્ષિત જીવન) માથી પસાર થવુ જોઇએ એવો સામાન્ય નિયમ છે મોક્ષપ્રાપ્તિ માટે દીક્ષિત જીવનની અનિવાર્ય આવશ્યકતા નથી દીક્ષાનો અગીકાર કર્યા વિના છઠ્ઠાથી લાગલુ ચૌદમુ ગુણસ્થાન પ્રાપ્ત કર્યું હોય એવા શ્રાવકોના દ્રષ્ટાતો મળી રહે છે * પ્રથમ ગુણસ્થાનમાથી

* Hoernle, Uvasaga Dasa's translation, p o, 1 127 (Bibliotheca Indica)

સીધા ૧૪ મા ગુણસ્થાન અને મુક્તિની પ્રાપ્તિ થયાનું એક દૃષ્ટાંત મારા જાણવામાં છે. અડધા કલાકમાં મુક્તિ થયાનું આ દ્રષ્ટાન્ત અત્યંત આશ્ચર્યકારી અને વિચારણીય છે.

આ પ્રમાણે થોડા સમયમાં મુક્તિ પ્રાપ્ત કરનારે એક મનુષ્યનું ખૂન કર્યું હતું. તે પોતે મારી નાખેલા મનુષ્યનું માથું લઇને એક જંગલમાં જતો હતો એટલામાં તેણે એક ધ્યાનસ્થ મુનિને જોયા. તે પછી તેણે પોતાના કર્તવ્ય–માર્ગની પૃચ્છા કરી. મુનિશ્રીએ આત્મસંયમ ( ઉપશમ ), ધ્યાન (વિવેક) અને કર્મનિરોધ (સંવર) કરવાનો ઉપદેશ આપ્યો. ઉપદેશ સાંભળતાં જ ખૂનીએ ત્યાં ને ત્યાં જ ધ્યાન કરવા માંડ્યું. કીડીઓથી તેનાં માંસ વિગેરેનું ભક્ષણ થવા માંડ્યું છતાં તે ધ્યાનથી લેશ પણ ચલિત થયો નહિ; અર્ધા કલાકમાં જ સર્વ કર્મોની નિર્જરા થઇ અને મુક્તિપદ તેને પ્રાપ્ત થયું.

થોડા વખતમાં પણ આ રીતે મુક્તિ મળી છે. આ જૈન સિદ્ધાન્તનું જાણવાજોગ રહસ્ય છે. કર્મરૂપી અશુદ્ધિનું નિવારણ કરી આત્માનું શુદ્ધીકરણ કરવું એ જૈન તત્ત્વજ્ઞાનનું હાર્દ છે. આત્માનાં યથાયોગ્ય શુદ્ધીકરણથી મુક્તિદશા પ્રાપ્ત થાય છે.

સાધુઓના આચાર સંબંધી વિવેચન કેટલાંક જૈન સૂત્રોમાં બહુ જ અસરકારક રીતે કરવામા આવ્યું છે. એવા સૂત્ર–ગ્રંથો પૈકી ૪ ગ્રંથોનો અનુવાદ પ્રો. હર્મન જેકોબીએ કરેલ છે. જૈન ધર્મનું સારૂં જ્ઞાન જેમને હોય

તેમને આ અનુવાદ-ગ્રંથો અવશ્ય વાચવા જેવા છે શરૂ આતના અભ્યાસીઓ માટે પ્રો હર્મન જેકોબીના આ અનુવાદ-ગ્રંથો ઉપયુક્ત થઈ પડે તેવા નથી

આત્માના કુદરતી ગુણોના આવિષ્કાર અને મોક્ષ પ્રાપ્તિના ઉપાયોનુ વિવેચન સમાપ્ત થયુ મોક્ષપ્રાપ્તિના ઉપાયો એટલે નવા કર્મો રોકવા અને કરેલા કર્મોને ખપા વવા નવા કર્મોરૂપ આશ્રવનો નિરોધ અને વિદ્યમાન કર્મોનો ક્ષય ( નિર્જરા ) એ મોક્ષમાર્ગ છે

ઉપરોક્ત બે ઉપાયોથી મોક્ષપ્રાપ્તિ શક્ય છે એ બન્ને ઉપાયો મુક્તિના પરમ સાધનો છે એમા પ્રારબ્ધ વાદને કશુયે સ્થાન નથી સ શય કે અસત્ય મ તવ્યને કારણે પ્રારબ્ધવાદનો ઉદ્ભવ થાય કર્મને પ્રધાનતા એ એક સત્ય મ તવ્ય છે એમા કોઇ પ્રકારનો સ શય નથી પ્રારબ્ધવાદને માટે જૈન સિદ્ધાન્તમા લેશ પણ સ્થાન સ ભવી શકતુ નથી

મનુષ્ય પોતે જ પોતાના કર્મોનો ભોક્તા છે એ જૈન ધર્મનો અવિચલ સિદ્ધાન્ત છે આ સિદ્ધાન્તની દૃષ્ટિએ કોઇ પણ સુખ-દુ ખ, કોઈ પણ સ્થિતિ આદિ માટે મનુષ્ય પોતે જ કારણભૂત છે કોઈ પણ દશાની જવાબદારી મનુ ષ્યની પોતાની છે એ જવાબદારીનુ આરોપણ બીજાઓ ઉપર ન જ થઈ શકે

મનુષ્ય પોતાના પાપ અને પુણ્યનો ભોક્તા છે સુખ અને દુ ખ, પાપ અને પુણ્ય એ સર્વ કાર્મિક પ્રતિક્રિયાના

પરિણામો છે. મનુષ્ય અને વિશ્વના બાકીના ભાગ વચ્ચે જે અન્યોઅન્ય સંબંધજન્ય પ્રતિક્રિયાઓ થયા કરે છે તેના પરિણામરૂપે મનુષ્ય સુખી કે દુઃખી અવસ્થામાં મૂકાય છે. દુઃખનું નિવારણ કરવું એ સુખ( પુણ્ય )પ્રાપ્તિનો એક માર્ગ છે. કોઇ સ્ત્રી કે પુરૂષ સ્વયમેવ દુઃખી બનેલ હોય તો તેના દુઃખનું નિવારણ કરવું એ પણ પુણ્યકાર્ય છે. ખરા દયાભાવથી બીજાનાં દુઃખનું નિવારણ કરવું એ પુણ્યમાર્ગ છે અને તે ભાવી સુખનું કારણભૂત છે. નિર્ઘૃણવૃત્તિવાળા મનુષ્યોને બીજાઓનું દુઃખ નિવારણની ઇચ્છા થતી નથી. જે તે મનુષ્યને તેઓ દુઃખ ભોગવવા દે છે. જે તે મનુષ્ય ઉપર આવી પડેલ દુઃખ જે તે મનુષ્યે ભોગવવું જ જોઇએ એવી માન્યતાથી ક્રૂર મનુષ્યો બીજાનું દુઃખ ટાળવાને કાંઇ પણ પ્રયત્ન કરતા નથી. ક્રૂર મનુષ્યો ખોટી માન્યતાને વશ થઇને જે તે દુઃખ જાણી જોઇને વહોરી લેવામાં આવે છે એમ માની લે છે. આ માન્યતાથી તેઓને દુઃખી માણસો દુઃખ ભોગવવાને પાત્ર છે એવો અનિષ્ટ ભાવ પરિણામે છે. ક્રૂર મનુષ્યો આવી મનોદશાને કારણે પારકાઓનાં દુઃખનું નિવારણ કરતા નથી. તેમને દુનિયાનાં દુઃખોનાં નિવારણના સંબંધમાં કશી પણ લેવાદેવી હોતી નથી. આ પ્રકારના ઉપેક્ષાભાવથી તેમને પાપનો બંધ થાય છે.



# ભાગ ત્રીજો.

## પ્રકરણ ૬ ઠું

### ઉપસંહાર (સિંહાવલોકન).

પૂર્વપ્રકરણની દ્રષ્ટિએ જૈન સિદ્ધાન્તોનો વિચાર કર્યા પછી એ સિદ્ધાન્તોનુ સમીકરણ (સંયોગીકરણ) કરવાનુ રહે છે જૈન સિદ્ધાન્તોના ૯ મુખ્ય (પરમ) સત્યો છે એ સત્યો શાશ્વતપણ અને પરિવર્તન એમ પરસ્પર ભિન્ન અને વિરોધી દ્રષ્ટિબિન્દુઓનુ નિદર્શન કરે છે એક જ ક્રિયાપદ (ક્રિયાસૂચક શબ્દ)થી કોઇ વસ્તુવિષયક સંપૂર્ણ સત્ય વ્યક્ત થઈ શકે નહિ એ જૈન ધર્મના પરમ સત્યોની એક વિશિષ્ટતા છે

### પરમ સત્યોનુ તાત્પર્ય

જૈન ધર્મના પરમ સત્યોનુ તાત્પર્ય એ છે કે— આપણે ચેતનાયુક્ત પ્રાણીઓ (જીવો) અને ચેતનારહિત જડ વસ્તુઓ (અજીવ)વાળા સત્ય અને શાશ્વત જગતમા વસીએ છીએ કર્મરૂપી ભૌતિક પદાર્થનુ સૂક્ષ્મ સ્વરૂપમા આગમન (આસ્રવ) થવાથી આત્મા સાથે કર્મની એકતા (બંધ) થાય છે કર્મના આસ્રવ અને બંધથી આત્માના

નૈસર્ગિક ગુણોનું ઓછેવત્તે અંશે આવરણ થાય છે. આત્માના ગુણોનું આવરણ થવાને પરિણામે સુખ ( પુણ્ય ) અને દુઃખ ( પાપ ) ની જુદી જુદી સ્થિતિઓનો અનુભવ કરવો પડે છે. અનાદિ કાળથી કર્મનો આશ્રવ અને બંધ આત્માને અવિરતપણે થયા કરે છે અને તેનાં પરિણામ-રૂપે સુખદુઃખ તે ભોગવે છે. કર્મના આશ્રવ અને બંધને કારણે જન્મ અને મૃત્યુની પરંપરા ચાલુ રહે છે. આશ્રવ અને બંધથી આત્માને (આત્માના અસ્તિત્વને) આવશ્યક ન હોય એવાં કેટલાક બળો ઉત્પન્ન થાય છે. એ બળો આત્માની કુદરતી પ્રવૃત્તિઓમાં અંતરાયરૂપ બને છે. કર્મોના આંતરપ્રવાહના નિરોધ (સંવર) અને કર્મક્ષય ( નિર્જરા )થી આ બીનકુદરતીબળોનો નિરોધ તેમજ નાશ થઈ શકે. માર્ગાનુસારીના ૩૫ નિયમો અને ૧૨ વ્રતોનાં પાલન તથા ચિત્તસંયમ અને ધર્મધ્યાનથી સંવર અને નિર્જરાજન્ય આત્મિક વિકાસ થાય છે. ચૌદમા ગુણસ્થાન પર્યંત આ પ્રમાણે આત્માનો વિકાસ થયા કરે છે. આત્માની આ અદ્ભુત વિકાસ–દશામાં આત્માની પ્રવૃત્તિઓ વિષયક અંતરાયો ઓછા થતા જાય છે. સત્ય જ્ઞાન, પ્રજ્ઞા, પ્રેમ, બળ, સુખ આદિનો ખૂબ આવિર્ભાવ થાય છે. અન્તતઃ આત્મા સાથે સંલગ્ન થયેલ ભૌતિક દ્રવ્યના સર્વ અણુઓ ( અણુએ અણુ ) આત્માથી છૂટા પડે છે. આત્મા અજ્ઞાન, હિંસાભાવ, દૌર્બલ્ય, દુઃખ આદિ સ્થિતિથી સદાકાળને માટે મુકત થાય છે. આત્માનો હંમેશને માટે મોક્ષ થાય છે. મોક્ષ એ છેલ્લું ( અંતિમ ) પરમ સત્ય છે.

ઉપરોકત પરમ સત્યો સંપૂર્ણ મહાસત્યો છે એમાં કોઇ કલ્પના કે લાક્ષણિક અર્થ ઘટી શકતા નથી સત્ય વસ્તુઓ વિષયક આ પરમ સત્યોમાં કોઇ પણ પ્રકારના કાલ્પનિક ભાવ કે અલંકાર ભાવ નથી અરિહંત મહાપ્રભુએ ભાખેલા આ પરમ સત્યો વિશ્વના સર્વ જીવોને ઉપયુકત છે ॐ शान्ति शान्ति शान्ति ।



# આ ગ્રંથ સંબંધી વિદ્વાનોના અભિપ્રાય*

બોન, તા. ૯-૭-૧૯૧૧

××× "તમારા પુસ્તકથી મારા ઉપર બહુ જ સુંદર છાપ પડી છે. તમારી કૃતિમાં સંસારીના દૃષ્ટિબિન્દુથી જૈનધર્મનું નિરૂપણ થયું છે. પુસ્તકની વિચારસરણી જૈનધર્મના સિદ્ધાન્તોને નિકટવર્ત્તી હોય એમ જણાય છે. સાધુઓકૃત સંખ્યાબંધ પુસ્તકોમાં જૈનધર્મનું નિદર્શન થાય છે, એ પુસ્તકો વાંચનાર જૈનધર્મના અભ્યાસીઓને આ પુસ્તક જૈનદર્શનના અભ્યાસમા ઘણી ઉપયોગી પૂરવણીરૂપ નીવડશે એમ હું માનું છું. જૈનધર્મ એક નૈતિક ધર્મ છે એવો તમારા પુસ્તક ઉપરથી વાચકને સુંદર ખ્યાલ આવી શકે છે, જૈનધર્મની આજ્ઞાનું જેઓ બુદ્ધિપૂર્વક અને ઉત્સાહથી પાલન કરે છે તેમની નૈતિક ઉન્નતિ થાય છે, એવો પ્રતીતિયુક્ત નિર્ણય વાંચકને તમારૂં પુસ્તક કરાવી શકે છે."

**હર્મન જેકોબી.**

---

અમદાવાદ, તા. ૨૮-૭-૧૯૧૧

તમારૂ પુસ્તક વાચી જોયુ. તેમા નિર્દિષ્ટ કરેલા લગભગ બધાયે સિદ્ધાન્તો સત્ય છે અને તે જૈનોના તમામ પંથોને સ્વીકાર્ય છે એમ હું માનું છું. જૈનોથી મનાતાં પ્રમાણભૂત પુસ્તકો ઉપરથી તમારાં મંતવ્યોનું સમર્થન થશે એવો મારો દૃઢ અભિપ્રાય છે. આવા પુસ્તકની અગ્રેજી સાહિત્યમા લાબા વખત થયા જરૂર હતી. તમારાં પુસ્તકથી અગ્રેજી ભાષાને જોઈતું પુસ્તક પ્રાપ્ત થયુ છે, એ નિશંક છે"

**કેશવલાલ પ્રેમચંદ મોદી.**

---

* અસલ અંગ્રેજી ઉપરથી.

મેન્ટોન ( ફ્રાન્સ ), તા ૧૩-૧૨-૧૯૧૧

"જૈનધર્મનુ મને જે કઇ જ્ઞાન છે અને એ ધર્મના ઉચ્ચ અને શ્રદ્ધાજનક સિદ્ધાન્તોનુ મે જે નમ્ર પાનન કર્યું છે, તેને અનુલક્ષીને આ પુસ્તકમા જૈનધર્મ અને તેના સિદ્ધાન્તોનુ પ્રમાણિક અને સત્ય આલેખન થયુ છે એમ મારે કહેવુ પડે છે ઇગ્લીશ સાહિત્યમા જૈનધર્મ સબધી સત્ય અને પ્રમાણિક વિવેચનાત્મક એવુ આ પુસ્તક જેવુ બીજુ કોઇ પુસ્તક મે વાચ્યુ નથી. પુસ્તકનાં દરેક દરેક વાક્ય અને દરેક પાનાના વાચનથી લેખક જૈનધર્મના સત્યો યથાર્થ રીતે સમજી શક્યા છે એવી પ્રતીતિ થાય છે જૈનધર્મના સત્યોનુ નિરીક્ષણ કરી તેનો પરિપક્વ બુદ્ધિથી સચય થયો છે એવો ભાસ થાય છે પુસ્તકના લેખક મી હર્બર્ટ વૉરન સત્યના સશોધક છે સત્યની શોધમા તેમણે ઘણો લાબો સમય પસાર કર્યો છે આની રીતે સત્યના સશોધન નિમિત્તે તેમણે ઘણાયે પ્રમાણિક પ્રયત્નો કર્યા પછી જૈનધર્મમાથી તેમને સત્યની પ્રાપ્તિ થઇ છે વર્તમાન જગતના મહાબુદ્ધિશાળી મનુષ્યોને વિચારણીય મહાન્ પ્રશ્નોનુ સતોષકારક સમાધાન પણ જૈનદર્શનથી થાય છે એ મત બનેો મી વૉરને દૃઢ નિશ્ચયપૂર્વક સ્વીકાર કર્યો છે પુસ્તકમા જૈનધર્મના સત્યોનુ નિધાન પાશ્ચાત્ય દૃષ્ટિએ થયેલુ છે આમ છતા સિદ્ધાન્તોની દૃષ્ટિએ સ્હેજ પરિવર્તન નથી થયુ એ વાચકો જોઇ શકશે સ્વ વીરચદભાઇ ગાધીએ મી વૉરનને જૈનધર્મના સિદ્ધાન્તોનો જે બોધ આપ્યો હતો તે બોધ આ પુસ્તકમા કાયમ રહ્યો, અને જૈન સિદ્ધાન્તો—હેતુ પણ કેવા યથાર્થ રીતે જળવાઇ રહ્યા છે એમ લાગે છે શ્રીયુત્ વીરચદભાઇ શીકાગોમા ઇ સ ૧૮૯૩ મા મળેલી વિશ્વધર્મ પરિષદ્ માં જૈનધર્મના પ્રભાવશાળી અને વિદ્વાન્ પ્રતિનિધિ હતા તેમણે એ પરિષદ્ માં જૈનધર્મનો અપ્રતિમ રીતે અધિકાર કર્યો હતો

"મે આ પુસ્તકનુ હિન્દમાં જ વાચન કર્યુ હતુ પુસ્તક વાચી

રહ્યા બાદ મેં તે એક સુપ્રસિદ્ધ જૈન સાધુ તેમજ જૈનધર્મના પાશ્ચાત્ય અભ્યાસીઓને સુપરિચિત એક જૈન પદવીધરને વંચાવ્યું હતુ. બન્નેએ પુસ્તકની મુક્તકંઠે પ્રશંસા કરી જૈન શાસ્ત્રોથી પુસ્તકનું પુષ્કળ પ્રમાણમા સમર્થન થઇ શકે તેમ છે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો છે

"કોઇ પણ પ્રકારના સંશય કે પક્ષપાતવૃત્તિ વિના પુસ્તક લખાયુ હોય એમ મને લાગે છે તેમાં સમભાવ અને સૂક્ષ્મ નિરીક્ષણવૃત્તિ તરવરી રહ્યાં છે પુસ્તકની બધીએ નકલો ખરીદ કરીને દુનીયાભરના વિદ્વાનોમા તે વહેંચુ અને એ રીતે પુસ્તકના પ્રચારથી જૈનધર્મના સત્ય સ્વરૂપની દુનીયાને ઝાંખી થાય એવી મારી સ્થિતિ હોય (તો કેવું સારૂં) એવી મારી વાંચ્છના છે. જૈનધર્મનુ આલેખન અદ્યાપિ જૈનેતરોથી અયોગ્ય રીતે થયું છે જૈનધર્મના સંબંધમાં ઘણીયે ભૂલભરેલી માન્યતાઓ પ્રવર્તે છે. આથી જૈન ધર્મનુ સત્ય સ્વરૂપ જોવા–જાણવાની ઉત્સુકતા જે કોઇ ભાઈ કે બહેનને થાય તેણે આ પુસ્તક અવશ્ય વાંચવું એવી મારી માન્યતા છે આ પુસ્તક સાવધાનીપૂર્વક વાંચવાથી જૈનધર્મનું સ્વરૂપ વધારે સારી રીતે સમજી શકાય છે જૈનધર્મના સ્વરૂપના જિજ્ઞાસુઓને બીજાં કોઇ પુસ્તક કરતા આ પુસ્તકથી વિશેષ લાભ થશે. આ પુસ્તક વાંચીને તેથી પોતાના મનનું સમાધાન થાય છે (કે નહિ) તે યથાર્થ વિચારપૂર્વક સમજી શકાશે.

"મારા ધર્મના આ પુસ્તકને સર્વ રીતે સાફલ્ય પ્રાપ્ત થાય એમ હું ઇચ્છું છું. જૈનધર્મના સિદ્ધાન્તોથી પરિચિત તેમજ અપરિચિત બહેનો અને ભાઈઓને પુસ્તકનાં વાચનથી અવશ્ય લાભ થશે એવી મારી પરમ વાંચ્છના અને નિરતિશય શ્રદ્ધા છે."

ફત્તેહચંદ કપૂરચંદ લાલન.

# *ગુજરાતી–ભાષાંતરના ગ્રંથો.

| | |
|---|---|
| ૧ શ્રી જૈનતત્ત્વાદર્શ | ૫–૦–૦ |
| ૨ શ્રી નવ તત્ત્વનો સુંદરબોધ | ૦ ૧૦ ૦ |
| ૪ શ્રી જીવવિચાર વૃત્તિ | ૦–૬–૦ |
| ૮ શ્રી દંડક વૃત્તિ | ૦–૮–૦ |
| ૯ શ્રી નયમાર્ગદર્શક | ૦ ૧૦ ૦ |
| ૧૦ હંસવિનોદ | ૦ ૧૨ ૦ |
| ૧૨ કુમારવિહારશતક | ૧–૮–૦ |
| ૧૩ શ્રી જૈન ધર્મ વિષયક પ્રશ્નોત્તર | ૦–૮–૦ |
| ૧૪ શ્રી જૈન તત્ત્વસાર મૂળ તથા ભાષાંતર | ૦–૬–૦ |
| ૧૬ શ્રી આત્મવલ્લભ જૈનસ્તવનાવલી | ૦–૬–૦ |
| ૧૭ શ્રી મોક્ષપદસોપાન | ૦ ૧૨ ૦ |
| ૧૮ શ્રી ધર્મબિન્દુ આવૃત્તિ બીજી | ૨–૦–૦ |
| ૧૯ શ્રી પ્રશ્નોત્તર પુષ્પમાળા | ૦ ૧૪ ૦ |
| ૨૧ શ્રી શ્રાવક કલ્પતરૂ | ૦–૬–૦ |
| ૨૨ શ્રી આત્મપ્રબોધ | ૨–૮–૦ |
| ૨૬ શ્રી જૈન ગ્રંથ ગાઇડ | ૧–૦–૦ |
| ૨૭ શ્રી નવાણું પ્રકારી પૂજા (અર્થ સહિત) | ૦–૮–૦ |
| ૨૮ શ્રી તપોરત્ન મહોદધિ ભા ૧–૨ | ૧–૦–૦ |
| ૨૯ શ્રી સમ્યક્ત્વ સ્વરૂપ સ્તવ | ૦–૪–૦ |
| ૩૧ શ્રી ચંપકમાળા ચરિત્ર | ૦–૮–૦ |
| ૩૩ શ્રી સમ્યક્ત્વ કૌમુદી ભાષાંતર | ૧–૦–૦ |
| ૩૪ શ્રી પ્રકરણ પુષ્પમાળા (દ્વિતીય પુષ્પ) | ૦–૮–૦ |
| ૩૬ શ્રી અધ્યાત્મમત પરીક્ષા | ૦–૪–૦ |
| ૩૭ શ્રી ગુરૂગુણમાળા | ૦–૬–૦ |
| ૩૮ શ્રી શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦–૫–૦ |
| ૪૦ શ્રી જ્ઞાનામૃત કાવ્યકુંજ | ૦–૮–૦ |
| ૪૨ શ્રી ઉપદેશસપ્તતિકા | ૧–૦–૦ |
| ૪૪ શ્રી પંચ પરમેષ્ઠી ગુણરત્નમાળા | ૧–૮–૦ |
| ૪૫ સુમુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા | ૧–૦–૦ |

૪૬ શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર ... ... ૨-૦-૦
૪૭ શ્રી [illegible] ચરિત્ર ભાગ ૧ લો ... ... ૨-૦-૦
૪૮ શ્રી આદર્શ જૈન સ્ત્રી રત્નો ... ... ૧-૦-૦
૪૯ શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૨ જો ... ... ૨-૮-૦
૫૦ શ્રી જ્ઞાનપ્રદીપ ... ... ... ૩-૦-૦
૫૧ શ્રી નવપદજી પૂજા ( અર્થ સહિત )... ... ૧-૪-૦
૫૨ શ્રી કાવ્ય સુધાકર ... ... ૨-૮-૦
૫૩ શ્રી આચારોપદેશ ... ... ... ૦-૮-૦
૫૪ શ્રી ધર્મરત્ન પ્રકરણ ... ... ... ૧-૦-૦
૫૫ શ્રી પંચ પ્રતિક્રમણ સૂત્ર ( અર્થ સહિત ) શાસ્ત્રી ૧-૧૨-૦
૫૬ શ્રી આત્મવિશુદ્ધિ... ... ... ... ૦-૬-૦
૫૭ શ્રી કુમારપાળ પ્રતિબોધ ... ... ... ૩-૧૨-૦
૫૮ શ્રી જૈન નરરત્ન "ભામાશાહ" ... .. ૨-૦-૦
૫૯ શ્રી આત્માનન્દ સભાની લાઇબ્રેરીનું અક્ષરાનુક્રમ લીસ્ટ ૦-૧૪-૦
૬૦ શ્રી વિમલનાથ ચરિત્ર ... ... ... ૧-૧૧-૦
૬૧ શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર ... ... ... ૧-૧૨-૦
૬૨ શ્રી પૃથ્વીકુમાર ચરિત્ર ... ... ... ૧-૦-૦
૬૩ શ્રી ધર્મપરીક્ષા ... .. ... ૧-૦-૦
૬૪ શ્રી પ્રભાવક ચરિત્ર ... ... ... ૨-૮-૦
૬૫ જૈન ધર્મ ... ... ... ૧-૦-૦
૬૬ શ્રી સંવેગદ્રુમકંદલી ... ... ... ૦-૪-૦
શ્રીપાળરાજાનો રાસ સચિત્ર ... ... ૨-૮-૦
શ્રી તત્ત્વનિર્ણય પ્રાસાદ ... ... ... ૧૦-૦-૦
શ્રી દેવસીરાઇ પ્રતિક્રમણ અર્થ સહિત ( ગુજરાતી ) ૦-૧૦-૦
શ્રી સામાયિક ચૈત્યવંદનસૂત્ર ... ... ૦-૨-૬
શ્રી મહાવીરસ્વામી ચરિત્ર છપાય છે.
સતી સુરસુંદરી ચરિત્ર ,,
શ્રી પંચપ્રતિક્રમણસૂત્ર અર્થ સહિત ( ગુજરાતી ) ,,

**લખો:-શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.**

*બીજા નવા ગ્રંથો પ્રેસમા છે અને અમુક ગ્રંથોની યોજના શરૂ છે.